# ચરખા સંઘનો કાર્યક્રમ

અખિલ ભારત ચરખા સંઘ પ્રકાશન

# પ્રસ્તાવના

ચરખા સંઘના ખાદીકામમાં જ્યાં સુધી બેકારોને રોજી આપવાની એટલે કે રાહત પહોંચાડવાની અને એને માટે ખાદીનો ઉદ્યોગ અને ખાદીની કળા સજીવન કરવાની દૃષ્ટિ મુખ્ય હતી ત્યાં સુધી ચરખા સંઘની પ્રવૃત્તિ અથવા કાર્યક્રમનાં વિવિધ અંગો થોડાં હતાં. જે થોડાં અંગો હતાં તેમની એટલે કે ખાદીનું ઉત્પાદન અને વેચાણ, ખાદીના ઉત્તમ નમૂનાઓનું પ્રદર્શન, ખાદીની જુદી જુદી ક્રિયાઓની હરીફાઈ વગેરેની માહિતી લોકો સહેલાઈની સમજી શકતા હતા. પરંતુ જ્યારથી ખાદીકામના મૂળ ધ્યેય અને અંતિમ લક્ષ્ય એવા ગામડાંના જીર્ણોદ્ધારના રૂપમાં તે કામ ચલાવવા પર ભાર મુકાવા લાગ્યો ત્યારથી સ્વાભાવિક રીતે જ તેનાં નવાં નવાં અંગો નજરે પડવા લાગ્યાં અને ચરખા સંઘના કાર્યક્રમમાં વિવિધતા આણવાની જરૂર વધારે ને વધારે વરતાવા લાગી. છેલ્લાં ત્રણ ચાર વર્ષમાં ચરખા સંઘના તંત્ર મારફત ખાદીકામ જે ઢબે ચલાવવાનું ઠરાવવામાં આવ્યું તેની માહિતી ચરખા સંઘના પરિપત્ર, खादीजगत् અને नवसंस्करण વગેરે પુસ્તકો દ્વારા વખતોવખત પ્રકાશિત કરવામાં આવતી હતી. પણ એક ઉપરછલ્લી નજરે સંઘના કાર્યક્રમની માહિતી જાણવા ઇચ્છતા હોય તેવા લોકોને તે એક જગાએ ભેગી કરેલી મળે એ જરૂરનું લાગતું હતું. તે જરૂરિયાત પૂરી કરવા માટે આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે.

સંઘનું ખાદીના ઉત્પાદન અને વેચાણનું કામ જેટલું ફેલાયું હતું તેટલું નવા કાર્યક્રમનું કામ હજી ફેલાયું નથી, કેમ કે એમાંના કેટલાક કાર્યક્રમ તો સંઘ પોતાના તંત્ર મારફત નહીં પણ ગ્રામસમાજ મારફત ચલાવે એવી કલ્પના છે. લોકો તે તરફ

ખેંચાય તો જ સારી રીતે આગળ વધી શકે. કેટલાંક કામ એવાં પણ છે જે ચરખા સંઘના સેવકોએ પોતે ચલાવવાનાં છે. પરંતુ એની નવીનતા હજી સુધી સંઘના સેવકો પચાવી શક્યા નથી. સંઘનો ઘણો કાર્યક્રમ આજ સુધી નાણાને આધારે ચાલ્યો, હવે આપણા હાથમાં સત્તા આવી એટલે એનો પણ આ કાર્યક્રમમાં ઉપયોગ કરવા તરફ સ્વાભાવિક આકર્ષણ વધ્યું. પરંતુ સાચું રચનાત્મક કાર્ય સત્તા અને ધનના આધારે નહીં પણ જ્ઞાન, મહેનત અને સંકલ્પના બળે જ ચાલી શકે. સત્તા અને ધનના આધારે કામ ચલાવવાની સરખામણીમાં સમજ અને કર્તવ્યભાવનાના આધારે કામ ચલાવવાનું મુશ્કેલ હોય છે. એમાં વખત પણ વધારે જાય છે અને જ્ઞાન, ત્યાગ, તપ, અને ધૈર્યની પણ વધારે જરૂર પડે છે. પરંતુ મૂળ પાયાનું કામ આ બીજી રીતે જ વધારે થઈ શકે છે. રેંટિયાના કાર્યક્રમની પાછળ મૂળ હેતુ હતો—ગ્રામરાજ્ય અથવા સૌનું રાજ્ય. એને માટે રેંટિયાની શોષણ દૂર કરવાની શક્તિનું જેટલું મહત્ત્વ છે તેટલું તેની રાહત પહોંચાડવાની શક્તિનું નથી. શોષણ દૂર કરવા માટે વિચાર અને સમજપૂર્વકના સ્વાવલંબનની જરૂર છે. માણસને ઓછામાં ઓછા બંધનમાં નાખનારા સ્વાવલંબનનો આધાર રેંટિયો છે. ચરખા સંઘે એવા સ્વાવલંબનને પેદા કરવાનું કામ કરવું છે. શોષણ દૂર થાય એમાં જ સાચી રાહત છે. રાહતમાં તો પાંગળાપણાનો ભાવ રહેલો છે. ખાદીને રાહતનું એક મોટું સાધન માન્યું છે, પરંતુ ચરખા સંઘનો મુખ્ય ઉદ્દેશ તો એ છે કે એવી સમાજરચના ઊભી કરવી કે જેમાં કોઈને રાહત આપવાની જરૂર જ ન રહે. એ ઉદ્દેશ સ્વાવલંબનથી જ પાર પડી શકે. એટલે સ્વાવલંબનના કાર્યક્રમને સંઘ મુખ્ય કાર્યક્રમ માને છે અને તે ચલાવવામાં પ્રત્યક્ષ રાહતનું કામ કરવું પડે તો તે કરતાં સંઘ અચકાશે નહીં. સંઘની આ નીતિ કેટલાય કાયમી ખાદી પહેરનારાઓ, રાષ્ટ્રસેવકો અને દાનવૃત્તિવાળા ખાદીપ્રેમીઓ સમજ્યા નથી. એમનો

રાહતપ્રેમ એવો છે કે ખાદીના ઉત્પાદનમાં ઘટાડો થાય તે તેમનાથી સહેવાતું નથી. સંઘના રાહતપ્રેમી કાર્યકર્તાઓ પણ એવા ઘટાડાથી ગભરાય છે. સંઘનું આજનું કામ આવા ગભરાટ ભરેલા અને સંશયાત્મક તબક્કે પહોંચ્યું છે; એમાંથી સંઘે પાંગળી રાહત તરફ નહીં પરંતુ સધ્ધર રાહત તરફ એટલે કે સ્વાવલંબનના કામ તરફ આગળ વધવાનું છે. એને માટે સંઘે કેટલાય નવા કાર્યક્રમો અને ક્રાન્તિકારી પરિવર્તન પણ કરવાં પડશે. પ્રત્યક્ષ રાહતનું કામ ઘટાડવું ન પડે એવો આજે સંઘનો પ્રયત્ન છે પરંતુ સ્વાવલંબનનું કામ વધારે મહત્ત્વનું છે એટલે સંઘ પોતાની શક્તિ અને ધન એ કામમાં વાપરે અને જનતા પ્રત્યક્ષ રાહતનું કામ પોતાને માથે ઉપાડી લે એ દૃષ્ટિબિંદુને નજર સામે રાખીને સંઘને જે જે ખાદીકાર્યક્રમો સૂઝ્યા છે તેમાંના મુખ્ય કાર્યક્રમોની રૂપરેખા આ પુસ્તકમાં આપી છે. રેંટિયામાં ઉપર પ્રમાણે વિશ્વાસ રાખનાર દરેક વ્યક્તિ અને સંસ્થા સંઘના આ કાર્યક્રમોમાં કોઈ ને કોઈ રૂપમાં સાથ આપી શકે છે એ એમાંથી જણાશે.

આ પુસ્તિકામાં તત્ત્વદૃષ્ટિ સમજાવવાનો ઇરાદો નથી, બીજી બાજુથી કામની યોજનાઓની સંપૂર્ણ અને સૂક્ષ્મ વિગતો અને સંપૂર્ણ નિયમો વગેરે પણ આમાં ન આપવાનું જ યોગ્ય માન્યું છે. એ આપવા જતાં આ નાનકડા પુસ્તકનું કદ ખૂબ મોટું થઈ જાત. તત્ત્વદૃષ્ટિ, વિગતો અથવા નિયમો मंत्री, अखिल भारत चरखा संघ, प्रधान कार्यालय सेवाग्राम, वर्धा એ સરનામે લખવાથી વાચકોને સહેલાઈથી મળી શકશે. અહીં તો વાચક ચરખા સંઘના જુદા જુદા કાર્યક્રમો અને તેનાં અંગોનું સ્વરૂપ અને યોજનાઓ એક ઉપરછલ્લી નજરે પણ સમગ્રપણે જોઈ શકે એવો પ્રયત્ન કર્યો છે.

ધાર્યા કરતાં આ પુસ્તિકા મોટી થઈ છે, કારણ કે અનેક કામોની ખેંચાતાણીમાં અને અતિશય મર્યાદિત સમયમાં એને તૈયાર

કરીને છપાવવી પડી છે. અમે તો એવો પ્રયત્ન પણ કર્યો હતો કે રાઊના સર્વોદય સંમેલન પહેલાં એ છપાઈ જાય. પણ તેમ ન બની શક્યું. છતાં ચરખા સંઘનાં પ્રાંતીય શિબિરો થોડા જ વખતમાં શરૂ થવાનાં છે તે વખતે આ પુસ્તિકા ઉપયોગમાં આવે તેટલા માટે અમે એને છપાવવામાં ઉતાવળ કરી છે. ચરખા સંઘના કાર્યક્રમની ટૂંકી પણ સમગ્ર માહિતી આપવાની દૃષ્ટિએ આમાં કેટલીક ખામી રહી ગઈ છે. નવી આવૃત્તિઓમાં તે પૂરી કરવામાં આ પુસ્તિકા એક વાર છાપી નાખીએ તો મદદ રૂપ થશે એવી આશા છે.

આમાં જે કાર્યક્રમો આપ્યા છે તેને ત્રણ વિભાગમાં વહેંચી નાખી શકાય:

૧. સરકારની મદદની આશા રાખ્યા વિના કરવાનું ખાદી-કામ એટલે કે ગ્રામસેવા.

૨. ચરખા સંઘનું આજ સુધીનું ખાદીના ઉત્પાદનવેચાણનું કામ એટલે કે પ્રત્યક્ષ રાહત આપવાનું ખાદીકામ.

૩. સરકાર પાસે જેની અપેક્ષા રાખી છે તેનું ખાદીકામ.

પહેલા વિભાગના કામનો આધાર ચરખા સંઘના કાર્યકર્તાઓ પર, એ જાતનાં કામો કરનારી રચનાત્મક સંસ્થાઓ અથવા સેવકો પર છે, બીજા વિભાગનું કામ પ્રમાણિત સંસ્થાની મારફત પ્રજા ઉપાડી લે એવી અપેક્ષા છે. ત્રીજા વિભાગમાં સરકાર શું કરી શકે એ સૂચવ્યું છે. દરેક વિભાગ એકબીજા સાથે ખૂબ જ સંકળાયેલો છે. એમાં પરિસ્થિતિ અને અનુકૂળતા મુજબ વધઘટ કે ફેરફાર થઈ શકે છે.

સેવાગ્રામ, વર્ધા
તા. ૧૩–૩–'૪૯

**કૃષ્ણદાસ ગાંધી**
મંત્રી, અખિલભારત ચરખા સંઘ

# અનુક્રમણિકા

## સરકાર પાસે અપેક્ષિત ખાદીકામ

# ચરખા સંઘનો કાર્યક્રમ



# ચરખા સંઘનો કાર્યક્રમ

'રેંટિયાનું મૂળ ગામડું છે અને ચરખા સંઘની કામનાની સિદ્ધિ ગામડાંમાં ફેલાઈ જઈને તેમની સમગ્ર સેવા કરવામાં રહેલી છે.' આ ધ્યેયને નજર સમક્ષ રાખીને છેલ્લાં ચાર વર્ષમાં ચરખા સંઘના કાર્યક્રમમાં અનેક ફેરફાર કરવામાં આવ્યા છે. એમાંના કેટલાક મુખ્ય ફેરફારોની માહિતી અહીં આપી છે.

## ૧. સમગ્ર ગ્રામસેવક

ગામડાંનું આખું જીવન એક ઘટક છે અને તે આખા જીવનને આપણે ઊંચે લાવવાનું છે. ખાદીનું એટલે કે વસ્ત્રસ્વાવલંબનનું કામ એ આખા ગામની ઉન્નતિ કરવાનું સાધન છે એમ સમજીને જ તે ચલાવવું જોઈએ અને આ વિચારોને અમલમાં મૂકવા માટે લાયક કાર્યકર્તાઓ ગામડાંમાં જઈને બેસી જવા જોઈએ. જરૂર હોય તો તેમને વિદ્યાલયમાં તાલીમ આપવી જોઈએ. કાર્યકર્તાઓએ શું શું જાણવાની જરૂર છે એ બાબત ગાંધીજીએ કહ્યું છે :

> "માતૃભાષાના જ્ઞાન ઉપરાંત એને પ્રાંતીય અને રાષ્ટ્રભાષાનું જ્ઞાન હોવું જોઈએ. એને દેશની આર્થિક, રાજકીય અને સામાજિક સ્થિતિની માહિતી હોવી જોઈએ. દુનિયાના વિવિધ પ્રશ્નો કયા છે એ જો એ જાણતો હશે તો હિંદુસ્તાન ક્યાં ઊભેલું છે અને એણે ક્યાં જવાનું છે એ તે સમજી શકશે. વળી જે ગામમાં જઈને તે બેસી જાય તેની વિગતવાર માહિતી તેણે મેળવવી જોઈએ. સંઘની ખાદી-પ્રવેશ પરીક્ષા સુધીનું સંપૂર્ણ જ્ઞાન, રેંટિયો સુધારી શકે એટલું સુતારી કામ, ગ્રામોદ્યોગોની માહિતી, ખેતી અને ગાયબળદ વિષે જ્ઞાન, ગામની સફાઈ તથા આરોગ્ય અને ખોરાક સંબંધી જ્ઞાન પણ તેને

હોવું જોઈએ. કપડાં સીવવાનું પણ તે જાણતો હોય તો વળી વધારે સારું. પરંતુ આ બધી કુશળતા હોય પણ તે જો નીતિમાન અને નિર્વ્યસની નહીં હોય તો તે ગામનું કામ જરા પણ કરી નહીં શકે. એથી તેનું ચારિત્ર્ય તદ્દન શુદ્ધ હોવું જોઈએ."

સમગ્ર ગ્રામસેવાની યોજના ગામડાંના લોકોને સ્વાવલંબી બનાવવાની છે. એટલે ગ્રામસેવક પોતે અને તેના કુટુંબીઓ જાતમહેનત કરીને એટલે કે ખેતી, કાંતણ, વણાટ વગેરે ઉત્પાદક કાર્ય કરીને પોતાના કુલ ખર્ચનો અમુક ચોક્કસ ભાગ કમાઈ શકે એ જરૂરનું છે.

આવા ગામડામાં જઈને બેસી જનારા કાર્યકર્તાને હાલની મોંઘવારીને હિસાબે તેના પર આધાર રાખનારા કુટુંબીઓ (તે ચારથી વધુ ન હોવા જોઈએ)ની સંખ્યા જોઈને ૩૦થી ૧૦૦ રૂપિયા સુધી માસિક નિર્વાહખર્ચ આપવાનું સંઘે ઠરાવ્યું છે. પાંચ વર્ષમાં સેવક જ્યાં સેવા કરતો હોય ત્યાંની જનતા પાસેના દાન અને તેણે ચાલુ કરેલી પ્રવૃત્તિમાંથી થતી બચતથી સ્વાવલંબી બને એવી આશા રાખવામાં આવી છે. ગ્રામસેવક પોતાના સેવા ક્ષેત્રમાં જે પ્રવૃત્તિઓ શરૂ કરશે તેને માટે સાધનસામગ્રી, મૂડી વગેરે પોતાના ક્ષેત્રમાંથી મેળવી લેશે.

જે ભાઈ ગ્રામસેવાના કામમાં જોડાવા ઇચ્છતા હોય તેમને સંઘના કાર્યાલયમાંથી અરજીપત્ર મળી શકશે.

સંઘને ગ્રામસેવકની યોગ્યતા તથા શક્તિનો ખ્યાલ આવી શકે એટલા માટે ગ્રામસેવક સંઘના વિદ્યાલય અથવા બીજા કોઈ કેન્દ્રમાં ઓછામાં ઓછા બે માસ રહીને સંઘને પોતાનો પૂરો પરિચય આપે, એ આવશ્યક માન્યું છે. જરૂર હશે તો તેને વિદ્યાલયમાં રાખીને તેની તૈયારીમાં જે કાંઈ ખામી લાગી હશે તે પૂરી કરી લેવાશે. એ પછી જ એને ગ્રામસેવક તરીકે નીમવામાં આવશે.

સામાન્ય રીતે નિમણૂક કર્યા પછી સંઘ સેવક પર કશું ખાસ નિયંત્રણ રાખતો નથી. ગામમાં જેની મિલકત, જમીન વગેરે

હોય તેને તે ગામમાં સંઘ પોતાના ગ્રામસેવક તરીકે નહીં નીમે એ જરૂરી માનવામાં આવ્યું છે. પગાર આપીને તો એવી નિમણૂક ન કરવાનો નિયમ જ કર્યો છે. ગ્રામસેવકે પોતાની નિમણૂક થયા પછી પોતાના કામનો માસિક હેવાલ સંઘના કાર્યાલયમાં મોકલવો જોઈશે.

ચરખા સંઘનું મુખપત્ર **ખાદીજગત્** સંઘના ગ્રામસેવકને મફત મોકલવામાં આવે છે. તથા સંઘ વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા વધારવા માટે જે મદદ આપે છે તે પણ ગ્રામસેવક પોતાની પ્રવૃત્તિ માટે લઈ શકે છે.

## ૨. વસ્ત્રસ્વાવલંબી ખાદીસેવક

લોકોને મજૂરી આપવાના ઉદ્દેશથી ખાદીનું કામ ચલાવવામાં આવતું તેમાં કાંતનારા ખાદી પહેરે એવો આગ્રહ રાખવામાં આવતો હતો. સ્વાવલંબી ખાદીના કામનો આરંભ ખુદ પોતાથી કરવો પડશે. પોતે કાંતવું પડશે. અને એ માટે તુનાઈને અપનાવવી પડશે. આટલું કર્યા પછી પણ વણાવવાનો સવાલ વસ્ત્રસ્વાવલંબનના માર્ગમાં અડચણરૂપ છે. તે દૂર કરવાનો ખરો ઉપાય પોતે વણી લેવાનો જ છે. દરેક કાંતનાર પાસે ભલે આપણે તે વણી લે એવી આશા ન રાખીએ પણ કાર્યકર્તાની બાબતમાં તો એવો આગ્રહ જરૂર રાખવો જોઈએ. આજ સુધી ત્રાજવાં લઈ, હિસાબ રાખીને, ગજકાતરથી ખાદીકામ કરવામાં આવતું હતું; હવે પ્રત્યક્ષ તુનાઈ, કાંતણ, અને વણાટનું કામ કરતાં કરતાં અને ઘેર ઘેર અથવા કેન્દ્રોમાં આ ક્રિયાઓ બીજાઓને શીખવીને તથા એનો હેતુ તેમને સમજાવીને ખાદીનું કામ કરવાનું રહેશે.

કાર્યકર્તા પોતે વણશે એટલે એટલા નવા વણકરો ઊભા થશે, અને હાલના વણકરોમાં હાથનું સૂતર વણવાની હિંમત આવશે. કાંતનારાઓમાંથી પણ કેટલાક વણાટ તરફ વળશે. જાતે વણનારા કાર્યકર્તાઓ બીજાઓને વણાટ-કામમાં મદદ કરી શકશે, અને

કાંતનારાઓને સૂતરના દોષ સમજાવી શકશે. કાર્યકર્તા પોતે ઉત્પાદક શ્રમ કરનાર બનશે એટલે તે ગામલોકોમાં ભળી શકશે અને વર્ગવિગ્રહ ટાળી શકશે.

આ દૃષ્ટિએ સંઘે જે યોજના કરી છે તે અનુસાર સંઘના, તથા સંઘના નિયમોનું પાલન કરનાર બીજા જે કાર્યકર્તા વણાટનું કામ જાણતા હશે અથવા વણાટ શીખીને કોઈ પણ શહેરના અથવા ગામના ક્ષેત્રમાં બેસી જઈને વસ્ત્રસ્વાવલંબીઓનું સૂતર પોતે વણવાની અને સાથે સાથે તે સ્થળે વણાટની વ્યવસ્થા ઊભી કરવાની તૈયારી બતાવશે તેમને તેઓ સંઘે નક્કી કરેલા દર મુજબ જેટલી કમાણી કરી શકશે તે ઉપરાંત વસ્ત્રસ્વાવલંબી સેવક ગણીને તેમની શક્તિ અને કુટુંબના ભારનો ખ્યાલ રાખીને માસિક ૧૦થી ૪૦ રૂપિયા સુધીની ઉચ્ચક મદદ સંઘ આપી શકશે.

આ કાર્યકર્તા સંઘનો પગારદાર કાર્યકર્તા જ ગણાય છે અને તેને પ્રોવિડન્ટ ફંડ ભરવાની છૂટ છે.

એવા કાર્યકર્તાઓએ સંઘની આજ્ઞા તળે રહીને જ કામ કરવાનું રહેશે. પરંતુ કાર્યકર્તાની પ્રેરણાશક્તિ, સૂઝ વગેરે જોઈને સંઘ દરેક સેવકને ક્ષેત્રની પસંદગી. યોજના ઘડવી વગેરે બાબતમાં પ્રયોગ કરવાની તક આપશે.

સેવકને પોતાનું ક્ષેત્ર પસંદ કરવાનો હક છે, પરંતુ સંઘ ધારે તો તેની બદલી કરી શકે છે.

સેવકે શરૂઆતમાં રોજ આઠ કલાક, અને સ્થાનિક વણનારા સાથીઓ તૈયાર થઈ જાય તે પછી ઓછામાં ઓછા ચાર કલાક પોતે વણાટકામ કરવું જોઈએ. તે એકલો હોય તો તેણે ઓછામાં ઓછા માસિક પચીસ રૂપિયા અને કુટુંબવાળો હોય તો તેના પર આધાર રાખનાર દરેક કામ કરી શકે એવા મદદગાર દીઠ ઓછામાં ઓછા પાંચ રૂપિયા કમાઈ લેવા જોઈએ. સેવકને સારી રીતે

કાંતતાં પણ આવડવું જોઈએ. પોતે જ્યાં રહેતો હોય તે વિસ્તારમાં રહેનારાઓની ત્રાક સુધારવા વગેરેનું કામ કરીને પણ તે કંઈક કમાણી કરી શકે. સાળમાં કંઈ ભાંગે તૂટે અથવા તે સમરાવવી પડે તો તેના ખર્ચની જવાબદારી લેવા સેવક તૈયાર હોય એ શરતે સંઘ વણાટ વગેરે કામને માટે મહિને આઠ આનાના ભાડાથી એક સાળનો સરંજામ આપશે. આ રીતે એકથી વધારે સાળનો સરંજામ પણ આપી શકાય.

સેવક ઉત્પાદન અને વેચાણના કામમાં પોતાની શક્તિ વાપરશે એવી આશા રાખવામાં આવે છે. તે પોતાની આસપાસના વસ્ત્ર-સ્વાવલંબીઓનું સૂતર વણવાની અથવા નજીકમાં જ વણાવી આપવાની પૂરેપૂરી કોશિશ કરશે.

બીજી આશા એ રાખી છે કે સેવક પોતાના વિસ્તારમાં રોજ ઓછામાં ઓછી દસ ચોરસ વાર ખાદી બને એટલું કાંતણ અને વણાટ પોતાની આજુબાજુ થાય એવી વ્યવસ્થા બને તેટલી જલદી ઊભી કરે. તૈયાર થયેલી ખાદી તે તે વિસ્તારમાં જ વપરાવી જોઈએ. એ જ રીતે તે ચરખા સંઘને માટે આખા વર્ષમાં ઓછામાં ઓછું સાઠ આંટી સૂતર-લવાજમ ભેગું કરી નિયમિત મોકલતો રહે તથા વસ્ત્રસ્વાવલંબી સેવક, વસ્ત્રસ્વાવલંબી અને સહાયક સભ્યો અને સહાયક સેવકની સંખ્યા વધારે.

## ૩. લોકસેવક

ચરખા સંઘ આજ સુધી મુખ્યત્વે ખાદીના વેપારનું એટલે કે ઉત્પાદન અને વેચાણનું કામ કરતો આવ્યો છે. આ ' પ્રત્યક્ષ રાહત 'ની જરૂર હજી થોડા વખત માટે રહેશે. પણ એ કામ હવે પ્રમાણિત સંસ્થાઓ મારફત પ્રજા ઉપાડી લે, એવી આશા સંઘ રાખે છે. કારણ ચરખા સંઘ પોતાની નવી યોજનાથી વ્યાપક રૂપમાં સર્વાંગી સેવા કરવા માગે છે; તેને એ કામમાં ત્યારે જ સફળતા

મળે, જ્યારે સંઘના આદર્શનો પ્રચાર કરવામાં જેમને કોઈ ખાસ સ્થળ કે પ્રદેશનું બંધન ન હોય એવા સેવકો મોટી સંખ્યામાં હોય અને જેમ બૌદ્ધ ભિક્ષુઓ ધમ્મસંઘ બતાવે તે પ્રમાણે હિંદમાં અને હિંદ બહાર ગમે તે પ્રદેશમાં જઈને બુદ્ધની વાણીનો પ્રચાર કરતા હતા તેમ તેઓ ચરખા સંઘના આદેશ મુજબ કોઈ પણ જગાએ જઈને બાપુની વાણીનો પ્રચાર કરવા માટે તૈયાર હોય. એવા સેવકો સંઘની બધી પ્રવૃત્તિના અભ્યાસી અને અનુભવી હોવા જોઈએ. સામાન્ય રીતે એ લોકસેવકો સંઘના કોઈ ચાલુ કેન્દ્રમાં જોડાઈ સહકુટુંબ કામ કરશે, પણ જરૂર પડે ત્યારે ગમે ત્યાં જવાની તેમની તૈયારી હશે.

## ૪. કાર્યકર્તા

આજની પરિસ્થિતિમાં એક વાત એ જણાવા લાગી છે કે ખાદી કાર્યકર્તા એક જ દિશામાં કામ કરે છે. હવે કેવળ ખાદી ઉત્પન્ન કરીને અને વેચીને સંતોષ માની શકાય એમ નથી. એટલું જ નહીં, ખાદીકાર્યની વ્યવસ્થા, પ્રચાર, સંશોધન અને ખાદીકળાની તાલીમ મારફતે પણ તેની સેવા કારગત થાય એમ નથી. તેણે પોતાના આચરણ દ્વારા પણ તે કરવી પડશે. દરેક જણે પોતાના શરીર, બુદ્ધિ અને મનથી જ નહીં, બલ્કે પોતાના જીવન દ્વારા પણ સેવા કરવી પડશે. એથી રચનાત્મક કાર્યનાં જુદાં જુદાં અંગો અને એને આચરણમાં મૂકવાની શક્યતાઓને ખ્યાલમાં રાખીને સંઘે નીચેનો ઠરાવ પસાર કર્યો છે:

"અખિલ ભારત સંસ્થાઓને જોડી દેવાનો જે વિચાર ઊઠ્યો છે તેના મૂળમાં એક ખાસ વાત એ છે કે એમાં જોડાનારી દરેક સંસ્થાના ટ્રસ્ટી, અધિકારી અને કાર્યકર્તાઓ રચનાત્મક કામને સમગ્ર દૃષ્ટિથી જોવા અને વિચારવા લાગે. અને પોતાના જીવનમાં પણ એવો ફેરફાર કરે જેથી એ કામને કેવળ પ્રચાર દ્વારા નહીં પણ આચરણ દ્વારા પણ પ્રોત્સાહન મળે. આ બાબતમાં પ્રગતિ થાય તે માટે દરેક સંસ્થાના બધા સભ્યો અને

કાર્યકર્તાઓ પોતે કેટલીક મૂળભૂત બાબતોનો અમલ કરે એ જરૂરી છે. એવા અમલને માટે નીચે મુજબની સાત કલમો ઠરાવવામાં આવે છે :

૧. મહિનામાં ઓછામાં ઓછો એક દિવસ પાયખાના-સફાઈનું કામ કરે અથવા ગ્રામસફાઈનું કંઈક કામ કરે.

૨. નિયમિત કાંતે.

૩. પોતે કાંતેલા સૂતરની, અથવા ઘરમાં કંતાયેલા સૂતરની, અથવા પ્રમાણિત ખાદી પહેરે.

૪. બને ત્યાં સુધી ગ્રામઉદ્યોગની વસ્તુઓ વાપરે.

૫. પોતે રહેતો હોય ત્યાં ગાયનું દૂધ વાપરવાનો ખાસ પ્રયત્ન કરે.

૬. વ્યવસ્થા હોય ત્યાં પોતાનાં બાળકોને પાયાની કેળવણી અપાવે.

૭. નાગરી, ઉર્દૂ અને દક્ષિણના પ્રાંતોની એક લિપિ શીખી લેવાનો પ્રયત્ન કરે.

ઉપર લખેલી બધી શરતો જોડાઈ જનારી બધી સંસ્થાઓને માટે ફરજિયાત માનવામાં આવે.

ચરખા સંઘની આ સભા ઠરાવ કરે છે કે સંઘના બધા ટ્રસ્ટીઓ માટે ઉપર લખેલી સાતેય શરતોનું અને બધા કાર્યકર્તાઓ માટે ત્રણ લિપિ શીખવા વિષેની છેલ્લી કલમ સિવાયની બાકીની છ કલમોનું પાલન કરવાનું ફરજિયાત હોય. છેલ્લી કલમ કાર્યકર્તાઓ માટે મરજિયાત રાખવામાં આવે કેમ કે સંઘમાં કેટલાયે એવા કાર્યકર્તાઓ છે, જેમને પોતાની માતૃભાષાનું પણ બહુ ઓછું જ્ઞાન છે, એટલે એમને એ કલમ ફરજિયાત લાગુ પાડવી અશક્ય છે."

ઠરાવમાં સંઘના નિયમ તરીકે કાર્યકર્તાઓ માટે સાત શરતોનું પાલન ફરજિયાત કરવામાં આવ્યું છે. ખરી રીતે એ નિયમો કાંઈ કઠણ નથી. એમાંના કેટલાક તો સંઘના જૂના નિયમો જ છે. પરંતુ માનસિક નબળાઈ અને વહેવારના બોજાને લીધે કાર્યકર્તાઓએ આજ સુધી એના પર જોઈએ એટલો ભાર મૂક્યો નથી. હવે એવી સ્થિતિ નહીં રહે અને દરેક કાર્યકર્તા સંઘના બધા નિયમોનું

પાલન નિર્વ્યસની અને જાગરૂક બનીને કરશે એવી આશા છે. તેણે પોતાના કુટુંબને માટે પણ ખાદી પહેરવાનું આવશ્યક છે એમ માનવું જોઈએ અને બને ત્યાં સુધી કુટુંબના માણસોને પોતાને આશ્રયે ન રાખતાં ખાદીને અવિરોધી એવા કોઈ પણ કામમાં લગાડી દેવા જોઈએ.

કાર્યકર્તાઓના પગાર સંબંધી સંઘે કોઈ ચોક્કસ નિયમ ઘડ્યો નથી, છતાં સામાન્ય રીતે ૨૦થી ૧૦૦ રૂપિયાની મર્યાદા બાંધી છે. અને હાલની મોંઘવારીનો ખ્યાલ કરીને પ્રાંતની સ્થિતિ પ્રમાણે ૪૦ રૂપિયાના પગાર સુધી રૂ. ૧૦ અને પછી પગારના ૨૫ ટકા એટલે ૧૦થી ૨૫ સુધીનું મોંઘવારી ભથ્થું આપવામાં આવે છે. કયા કાર્યકર્તાને કેટલો પગાર આપવો એનો નિર્ણય તેની યોગ્યતા પરથી અને ખાદીકળાની પરીક્ષામાં તેને કેવી સફળતા મળી છે તે જોઈને કરવામાં આવે છે. સંઘે કાર્યકર્તાઓ માટે પ્રોવિડંટ ફંડની યોજના પણ ચાલુ કરી છે.

કાર્યકર્તા કાયમ થાય તે પહેલાં થોડો વખત તેણે ઉમેદવાર તરીકે રહેવું પડે છે.

## ૫. ચરખા સંઘ વસ્ત્રસ્વાવલંબન કેન્દ્ર

સંઘે પોતાનું બધું ધ્યાન વસ્ત્રસ્વાવલંબનના કામમાં રોકવાનો નિર્ણય કર્યો એનો સ્વાભાવિક રીતે જ એ અર્થ થાય છે કે સંઘની શાખાઓ પણ પોતાનાં ઉત્પાદન અને વેચાણનાં કેન્દ્રોને જેમ બને તેમ જલદી વસ્ત્રસ્વાવલંબન કેન્દ્રોમાં ફેરવી નાખશે. જ્યાં એવો ફેરફાર થયો હશે ત્યાંનાં કાર્યાલય અને ભંડારોનાં નામ ચરખા સંઘ ખાદી કાર્યાલય કે ખાદી ભંડારને બદલે ચરખા સંઘ વસ્ત્ર-સ્વાવલંબન કેન્દ્ર રાખવામાં આવશે.

શાખાઓએ ખાદી-ઉત્પાદનનું કામ વસ્ત્રસ્વાવલંબનના કામને મદદ થાય એ માટે જ કરવાનું છે, જેથી વસ્ત્રસ્વાવલંબનનું સૂતર

વણાવી આપવાની વ્યવસ્થા ચાલુ રહે. હાલતુરત શાખાના વસ્ત્રસ્વાવલંબન પદ્ધતિ અનુસાર થતા ઉત્પાદનથી પાંચ ગણા કરતાં વધારે ખાદી-ઉત્પાદન ન થાય એવો નિર્ણય કર્યો છે.

વસ્ત્રસ્વાવલંબી કેન્દ્રોમાં નીચેના કાર્યક્રમો ચલાવાશે :

૧. સમગ્ર કાંતણથી માંડીને બની શકે ત્યાં લગી વણાટ સુધીનું પ્રત્યક્ષ કામ.

૨. કાંતનારાઓને રૂ તથા સાધનો પૂરાં પાડવાં તથા તેમની યાદી રાખવી.

૩. સાધનો દુરસ્ત કરી આપવાં.

૪. તુનાઈ અને કાંતણ શીખવવું.

૫. સહાયક અને વસ્ત્રસ્વાવલંબી સભ્યો વધારવા તથા તેમનું સૂતર વણાવી આપવું.

૬. સૂતર-લવાજમ એકઠું કરવું.

૭. કાંતનારાઓને, તેઓ પોતે કાંતીને પેદા કરે તે ઉપરાંત તેમને જોઈતી ખાદી સૂતરની શરત પ્રમાણે વેચવી.

૮. ખાદી સાહિત્ય વેચવું તથા લોકોમાં તે વાંચવાની રુચિ ઉત્પન્ન કરવી.

## ૬. પોતાના સૂતરનું વણાટ

૧૯૪૩થી માંડીને અત્યાર સુધી હાથનું સૂતર વણાવવાની વ્યવસ્થા કરવાનું કામ ખૂબ મુશ્કેલ હતું. હવે તે કાંઈક સરળ થતું દેખાય છે. પરંતુ મિલનું સૂતર વણવાને ટેવાયેલા વણકરો ન છૂટકે જ હાથનું સૂતર વણવા લે છે. તેથી ખાદીમાં શ્રદ્ધા રાખનારાઓએ પોતાનું સૂતર એવું બનાવવું જોઈએ કે જે વણકરો વિના-સંકોચે વણવા માટે લે. સૂતર બેવડીને દરડી લેવાથી એવું થઈ શકે છે એવો જાણકારોનો ચોક્કસ અભિપ્રાય છે. સંઘે ૧૯૪૭માં રેંટિયા-જયંતી પર સેવાગ્રામમાં સામુદાયિક વણાટનો કાર્યક્રમ યોજ્યો હતો.

એ ખૂબ સફળ થયો હતો. સૂતર ફૂખટા કરેલું હોય એટલે કે બેવડીને ફરકેલું હોય તો પવાયતની જંજાળમાંથી છૂટી જવાય છે અને વળી જેમને થોડું પણ વણતાં આવડતું હોય તે થોડા વખત અને તકલીફ લઈને પણ સારું કપડું તૈયાર કરી શકે છે. સૂતર ફૂખટા કરવાથી વણવાની વ્યવસ્થા હાલના વણકર વર્ગ પર આધાર રાખતી મટી જાય છે અને તે સાચા અર્થમાં લગભગ સ્વાશ્રયી બને છે.

પણ એનો અર્થ એ નથી કે આપણે વણકર કારીગરો મારફત જે વ્યવસ્થા થાય છે તે તદ્દન છોડી દઈએ. સંઘનાં કેન્દ્રોમાં આવતું સૂતર વણી આપવાનો બને એટલો પ્રયત્ન સંઘે આજ સુધી કર્યો છે અને ભવિષ્યમાં પણ કરશે. સૂતર કેન્દ્રમાં પહોંચવામાં અને તેનું વણાયેલું કપડું માલિકને પાછું પહોંચવામાં ખૂબ વખત જાય છે એ દેખાતું છે. એટલે ઠેકઠેકાણે સૂતર વણવાની વ્યવસ્થા થઈ જવી જોઈએ. પ્રમાણિત કેન્દ્રો, કાંતણ મંડળો, અમારાં સ્વાવલંબી કેન્દ્રો, સહાયક સેવકો અને વસ્ત્રસ્વાવલંબન સેવકો એ સૌની મદદથી અને તેમની મારફતે આ પ્રશ્ન ઉકેલવાનો પ્રયત્ન ચાલે છે.

## ૭. સૂતર આપવાની શરત

સૂતર આપવાની શરત સાથે ખાદીધારીઓને રોજનો સંબંધ છે. એ ફેરફાર શા માટે કરવામાં આવ્યો? એની પાછળ શી વિચાર સરણી રહેલી છે? ગાંધીજીના શબ્દોમાં જ એ અહીં આપવું ઠીક થશે :

> "યાંત્રિક ઉદ્યોગીકરણથી સ્વતંત્ર હિંદુસ્તાનમાં શાંતિ અને સમાનતા સ્થાપવી એ અસંભવિત છે. એવી સ્વતંત્રતાથી હિંદુસ્તાનના કરોડો માણસોને સુખશાંતિ મળવાનાં નથી. એવા સમાજમાં અનેકનું શોષણ કરીને જ થોડા લોકો માતબર બનશે. દેશના સૌથી નીચે રહેલા માણસને પણ શક્તિ અને આનંદ આપનારું સ્વરાજ કેવળ અહિંસાથી — રેંટિયાથી જ મળશે. કેમ કે રેંટિયો એ જીવનનું સંપૂર્ણ તત્ત્વજ્ઞાન છે. એ અહિંસાનું જીવતુંજાગતું પ્રતીક છે."

२७२१२

એ વિષે ગાંધીજીએ આવું સૂત્ર બનાવ્યું છે:

'कांतो, समजीबूजीने कांतो, **कांते ते खादी पहेरे**, जे खादी पहेरे ते जरूर कांते.'

આ સૂત્રનું ભાષ્ય પણ એમણે જ કર્યું છે:

(૧) 'સમજીબૂજીને'નો અર્થ એ છે કે રેંટિયો એટલે કે કાંતણ અહિંસાનું પ્રતીક છે એમ સમજીને. વિચાર કરવાથી આ સ્પષ્ટ સમજાશે. (૨) 'કાંતવું'નો અર્થ એ છે કે ખેતરમાંથી કપાસ લોઢવો, વેલણથી કપાસિયા છૂટા પાડવા, રૂ તૂણવું, પૂણી બનાવવી, ધારેલા આંકનું સૂતર કાંતવું, અને તેને બેવડીને ટરડી લેવું.

આજે ખાદીપ્રેમીઓ સામાન્ય રીતે ગરીબોને રાહત પહોંચાડવાના હેતુથી ખાદી પહેરીને સંતોષ માને છે. પણ એવો સંતોષ ટકવાનો નથી, ટકવો પણ ન જોઈએ. સ્વતંત્ર હિંદમાં જેમ જેમ ગરીબોની સ્થિતિ સુધરતી જશે તેમ તેમ રાહત માટે કાંતનારા મળતા બંધ થશે. પછી જે કાંતવાનું કામ રહેશે તે 'સમજીબૂજીને' કાંતવાનું રહેશે. શોષણને અટકાવવા માટે કાંતવાનું રહેશે. અને અહિંસક સમાજ નિર્માણ કરવાની દૃષ્ટિએ તે રહેવું જોઈએ, વધવું પણ જોઈએ. એટલા માટે સંઘે ખાદીની કિંમતનો અમુક ભાગ પોતે કાંતેલા, કુટુંબમાં કંતાયેલા અથવા મિત્રો કે કાયમના નોકરો પાસે કંતાવેલા સૂતરના રૂપમાં લેવાની શરત રાખી.

અને સૂતર લેવાની એ શરતમાં સૂતરનું પ્રમાણ વધારતાં વધારતાં છેવટે હાલના ઉત્પાદન-વેચાણના કામને વસ્ત્રસ્વાવલંબનમાં પલટી નાખવાનો ખ્યાલ પણ હતો.

## ૮. સૂતર ચલણ

આજે હિંદુસ્તાનમાં ધંધાની એટલી અછત છે કે કરોડો લોકોને રેંટિયા વિના બીજું કાંઈ કામ આપવું મુશ્કેલ લાગે છે. જ્યાં સુધી આવી સ્થિતિ રહેશે ત્યાં સુધી પોતાનાં કપડાં માટે કાંતવા ઉપરાંત

કમાવા માટે પણ કાંતનારા રહેશે. અને એ વધારાનું સૂતર તેમને વેચવું જ પડશે, કેમ કે તેમને જીવનની બીજી જરૂરિયાતની વસ્તુ ખરીદવાની હશે.

સૂતરનું ચલણ ચાલુ કરવાથી દરેક ઘર ટંકશાળ બની જાય છે. અને તે જેટલા જોઈએ તેટલા 'સિક્કા' પાડી શકે છે. ધાતુના સિક્કા અથવા કાગળની નોટ એ સાચું નાણું નથી, એમની કિંમત કૃત્રિમ છે અને સરકારની મહોર લાગે ત્યારે જ લોકો એની કિંમત માને છે.

હિંદુસ્તાન ગામડાંનું બનેલું છે. અને તે તેવું જ રહે અને બને એટલું સ્વાવલંબી થઈ જાય એવો સંઘનો ઉદ્દેશ છે. એવાં ગામડાંમાં પરસ્પર વહેવાર માટે કોઈ કૃત્રિમ ચલણ કરતાં કોઈ ગામડાની વસ્તુનું ચલણ હોવું જોઈએ. અને તે બધા બનાવી શકે એવું હોવું જોઈએ તથા તેને સંઘરવાનું સરળ હોવું જોઈએ અને એની કિંમતમાં બહુ હેરફેર થવાનો સંભવ ન હોવો જોઈએ. આજ સુધીના પોતાના અનુભવ પરથી ચરખા સંઘ કહી શકે છે કે સૂતર જ એવું ચલણ થઈ શકશે. એને ગાંધીજીના આશીર્વાદ પણ મળેલા છે.

સૂતરનું ચલણ ચાલુ કરવા માટે જ્યાં ગામલોકોને રોજના વપરાશની વસ્તુઓ મળી શકે એવી એક દુકાનની જરૂર રહેશે. એ દુકાનમાં એકેએક વસ્તુ સૂતર લઈને જ વેચાવી જોઈએ. એમાં કોઈ અપવાદ ન હોય. એનું પરિણામ એ આવશે કે કાંતનારા સૂતરના એકેએક તારની કિંમત સમજવા લાગશે.

સૂતરનું ચલણ ચાલુ કરવા માટે સંઘે નીચેના પ્રયોગો કર્યા. સંઘના એ પ્રયોગોનો અનુભવ આશાજનક છે.

૧. એક રૂપિયાનું સૂતર લઈને સવા રૂપિયાની ખાદી આપવી,

૨. એક આંટીની અમુક જુવાર આપવી,

૩. ખાદીની કિંમત રૂપિયામાં નક્કી કરવાની સાથે સાથે આંટીમાં પણ નક્કી કરવી.

## ૯. વિકેન્દ્રીકરણ

વિકેન્દ્રીકરણની વાત ૧૯૪૩માં શરૂ થઈ હતી. તે વખતે એના મૂળમાં સરકાર ચરખા સંઘ પર હુમલો કરે એવો ડર રહેલો હતો. પરંતુ એ શબ્દ તો ચાલુ થઈ ગયો. અને ૧૯૪૪ પછી ગાંધીજીએ એને નવા રૂપમાં રજૂ કર્યો. એમનો પાકો અભિપ્રાય હતો કે જો ખાદીનું કામ બધી જગાએ દૂર દૂર ફેલાવવું હોય તો તે એક જગાએ કેન્દ્રિત થઈને કદી ફેલાઈ ન શકે. સંઘના ઘણા કાર્યકર્તા હિસાબકિતાબ વગેરેની જંજાળમાં જ ફસાયેલા રહે છે અને તેઓ જોઈએ એટલો ગામનો સંપર્ક સાધી શકતા નથી. તેઓ જો એ કામમાંથી છૂટા થઈ શકે તો સંઘની નૈતિક બાજુને સંભાળવા તથા વધારવામાં મદદ કરી શકે. ખાદીકામમાં મુખ્ય વાત વસ્ત્રસ્વાવલંબનની છે. તે તો વિકેન્દ્રિત રૂપમાં જ થઈ શકે. ઘેર ઘેર અથવા કોઈ નાના ક્ષેત્રમાં સૂતર કંતાઈને તે ક્ષેત્રને માટે જોઈતી ખાદી ત્યાં જ બની શકે એ માટે કાર્યકર્તાને પોતાની ઇચ્છા પ્રમાણે ખાદીકામ કરવાની છૂટ રહે એ જરૂરનું છે. આખા દેશ માટે કોઈ એક કેન્દ્રમાંથી અથવા આખા પ્રાંત માટેની કોઈ એક પ્રાંતીય સંસ્થા મારફત પણ કામ ચલાવવાથી એ ઉદ્દેશ પાર પડી શકે નહીં. પણ છેવટનું સાચું વિકેન્દ્રીકરણ થાય તે પહેલાં એક વચ્ચેની અવસ્થા સ્વીકારવાનું આજે જરૂરી છે. સંઘે આજ સુધી જે વિવિધ કાર્યક્રમો યોજ્યા અને ચલાવ્યા તેની પાછળ આ જ દૃષ્ટિ હતી.

विकेन्द्रीकरण એવું મથાળું કરીને ગાંધીજીએ એક લેખ લખ્યો હતો તે અહીં ઉતારવાથી સંઘનો વિકેન્દ્રીકરણનો ઉદ્દેશ શો છે તે બરાબર સમજાશે :

"વિકેન્દ્રીકરણ ખાદીનો આત્મા છે. ચરખા સંઘની નેમ છે કે, સાત લાખ દેહાતમાં રેંટિયા ને સાળ ચાલે ને હિંદુસ્તાનના કરોડો ખાદી જ પહેરે ને મિલનું નામનિશાન ન રહે.

આમ થવાને ખાતર, હવે વખત આવ્યો છે કે, જે પ્રાંતને સાવ સ્વતંત્ર થવું હોય તે સ્વતંત્ર થાય; પ્રાંત ન થાય કે ન થઈ શકે તો તાલુકો, તે ન થઈ શકે તો ગામોનો નાનો સમૂહ, તેમ નહીં તો ગામ. વ્યક્તિ તો છે જ.

આ કેમ થાય એ પૂછવાપણું હોય નહીં. જે ચરખા સંઘની નીચે હોય, તેણે સંઘના મંત્રીને વિગતવાર લખવું એટલે નિકાલ થઈ શકે. જેની પાસે સંઘની મિલકત હોય, તેણે કંઈક પ્રબંધ પૈસા પાછા આપવાનો કરવો પડશે. જે સંઘની નીતિ સ્વીકારે તેને નીતિ-બંધન રહેશે. એ બંધન સ્વીકારવાની કોઈની ફરજ નથી; જે પાળે તેનો ધર્મ. ધર્મ એક જ નથી. મૂળ એક છે, શાખા અનેક; શાખાને અનેક પાતરાં. એકતામાં વિવિધતા સંસારનો સુંદર નિયમ છે. તેથી ચરખા સંઘની નીતિ એ છે કે, વિકેન્દ્રીકરણને જેટલું ઉત્તેજન આપી શકાય તેટલું આપવું. શાખાઓનું ધોરણ એ હોવું જોઈએ કે, તેણે જેટલી જલદીથી સ્વાધીનતા મેળવી શકે, તેટલી જલદીથી મેળવવી."

વિકેન્દ્રીકરણનાં જુદાં જુદાં અંગો પર ચર્ચા કરીને જે વાતમાં બધા સંમત થયા તેમાંની મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છે:

૧. વિકેન્દ્રિત વિસ્તારનું કામ ચરખા સંઘની નીતિ અનુસાર ચાલવું જોઈએ.

૨. જે વિસ્તાર વિકેન્દ્રિત થાય તેમાં બનેલી કોઈ પણ જાતની ખાદી બીજા પ્રાંત યા વિભાગમાં ન જવી જોઈએ, તેમ જ બીજા પ્રાંત યા વિભાગમાંથી કોઈ પણ જાતની ખાદી તે વિભાગમાં ન આવવી જોઈએ.

૩. વિકેન્દ્રિત વિભાગનો ઉદ્દેશ એ હોવો જોઈએ કે દરેક ગામમાં ગ્રામોન્નતિના અંગરૂપ વસ્ત્રસ્વાવલંબનની દૃષ્ટિએ ખાદી વણીને તેનો ઉપયોગ ખાદી પેદા કરનારા કરે અથવા તે વિસ્તારમાં તેનો ઉપયોગ થાય.

૪. વિકેન્દ્રિત કામ ચલાવનારી સંસ્થા અથવા વ્યક્તિ શહેરના નહીં, પણ ગામડાંના લોકોની ટ્રસ્ટી છે.

૫. વિકેન્દ્રિત વિસ્તારમાં સંઘ તરફથી કોઈને પણ પ્રમાણિત કરવાનું બંધ થઈ જશે. વિકેન્દ્રીકરણ કરનારાઓએ પણ પોતા તરફથી પ્રમાણપત્રો આપવાનું ન રાખતાં જે વ્યક્તિ કે સંસ્થા જે મર્યાદિત ક્ષેત્રમાં ખાદીકામ કરવા માગતી હોય તે ક્ષેત્રમાં તેને વિકેન્દ્રીકરણની નીતિ પ્રમાણે કામ કરવા દેવું.

૬. વિકેન્દ્રિત કામની જવાબદારી લેનાર માણસ ચરખા સંઘનો ટ્રસ્ટી ન બની શકે.

૭. કામદાર સેવાનિધિની રકમ પ્રાંતનું વિકેન્દ્રીકરણનું કામ કરનારી સંસ્થાને આધીન રહે અને તેનો ઉપયોગ ચરખા સંઘના કામદાર સેવાનિધિના નિયમો મુજબ થાય.

## ૧૦. સરંજામ

ખાદીસરંજામ વિષે સંઘની નીતિ એવી છે કે બની શકે તો દરેક શાખામાં સંઘ તરફથી એક સારું સરંજામ કાર્યાલય ચલાવવામાં આવે. આજે ઘણી શાખાઓમાં ચલાવવામાં આવે છે પણ ખરાં, પરંતુ તેમાં બહુ શાસ્ત્રીય કુશળતા લાવી શકાઈ નથી. સંઘનો તે માટે પ્રયત્ન ચાલુ છે. એ ઉપરાંત નવાં સ્વતંત્ર સરંજામ કાર્યાલયો નીકળે તે અને જે ચાલુ છે તે ખાદીસરંજામની જરૂરિયાતો સારી રીતે પૂરી પાડી શકે એ માટે સંઘ તેમને જરૂરી સહકાર આપે છે. સંઘ બે વરસથી સરંજામ સંમેલન ભરે છે. તેમાં સંઘના સરંજામ કાર્યાલયના અને સ્વતંત્ર સરંજામ કાર્યાલયના પ્રતિનિધિઓ મળીને સરંજામની જુદી જુદી બાબતો પર વિચારોની આપલે કરે છે. પ્રયોગો વિષે પણ આ સંમેલનમાં વિચાર કરવામાં આવે છે. સરંજામ બનાવવા અને બનાવડાવવામાં પણ સંઘની દૃષ્ટિ સ્વાવલંબન તરફ રહે છે. દરેક ગામમાં બની શકે એવાં સાધનો વાપરવાથી ખાદીનો મૂળ ઉદ્દેશ વધુ સધાય એ ખ્યાલ હમેશાં સંઘની સામે રહેલો છે. કાપડના ઉદ્યોગ માટે જરૂરી એવાં બધાં સાધનો પોતાનાં સરંજામ કાર્યાલયમાં બનાવી શકાય એવો સંઘનો પ્રયત્ન રહે છે.

## ૧૧. પરિશ્રમાલય

કાંતણમાં નિર્વાહવેતનનો સિદ્ધાંત અમલમાં મૂકવાના જે પ્રયત્નો થયા તેમાંથી પરિશ્રમાલયની કલ્પના નીકળી છે. પરિશ્રમાલય એટલે કાંતણની મજૂરી કરનારા અથવા કરવાની ઇચ્છા રાખનારા માણસોને એકઠા મળીને કામ કરવાની જગ્યા. પરિશ્રમાલયોમાં નવેસરથી કાંતણ શીખવવાની અને જેમને કાંતતાં આવડતું હોય તેમની કુશળતા વધારી તેમને તેઓ તેમાંથી નિર્વાહ જેટલી કમાણી કરી શકે એટલા શક્તિમાન બનાવવાની વ્યવસ્થા કરવામાં આવે છે. આવું શિક્ષણ ઘેર ઘેર જઈને આપવા કરતાં થોડા કાંતનારાને એક જગાએ ભેગા કરીને શીખવવાનું વધારે સરળ પડે છે. આ રીતે પરિશ્રમાલયોમાં આવનારા લોકો પોતાનું ગુજરાન ચાલે એટલું કમાઈ શકવા ઉપરાંત તેમનામાં સ્વચ્છતા, વ્યવસ્થા, શિસ્ત, શિષ્ટાચાર, સંસ્કારી ભાષા, ખાદી-ભાવના, આરોગ્યનું જ્ઞાન વગેરે પણ વધે એ દૃષ્ટિ પરિશ્રમાલયોના કાર્યક્રમમાં વિકસતી ગઈ. ટૂંકમાં, પરિશ્રમાલયના કાર્યક્રમમાં કારીગરોની કળા અને સંસ્કાર બંનેનો વિકાસ થાય એનો ખ્યાલ રખાવા લાગ્યો. ઉત્પાદન કેંદ્રોમાં અને દુષ્કાળપીડિતો અથવા નિર્વાસિતોને કામ આપવા માટેની યોજનાઓમાં કાંતણ પરિશ્રમાલયની ઢબે કામ કરવાથી ખૂબ સુગમતા પડે છે. સંઘે પોતાના અનુભવ પરથી પરિશ્રમાલયની જરૂરી વિગતો તથા નાના મોટા વિષયો તૈયાર કર્યા છે. તે માર્ગસૂચિકાના પહેલા ભાગમાં છપાયાં છે.

## ૧૨. પ્રયોગ

૧૯૨૬ની સાલમાં પ્રયોગ કરીને વધારે ઉત્પાદનશક્તિવાળો અને ઘેર બની શકે એવાં સાદાં સાધનોવાળો રેંટિયો શોધવા માટે એક લાખ રૂપિયાનું ઇનામ રાખવામાં આવ્યું હતું. આજે તે ઇનામ રહ્યું નથી. પરંતુ એવા રેંટિયાની જરૂર તે વખતે હતી એટલી જ આજે પણ છે. એ ઉપરાંત ઘેર ચાલતા સ્વાવલંબનના રૂપમાં કાપડના

સવાલનો ઉકેલ લાવવા માટે કપાસની ખેતીથી માંડીને કાપડ વણવા સુધીની બધી પ્રક્રિયાઓ અને તેનાં આજનાં સાધનોમાં નવા સુધારાને અવકાશ છે. સંઘ માને છે કે આવા દરેક પ્રયોગને પોતાના કાર્યક્રમમાં મહત્ત્વનું સ્થાન છે. સંઘે પોતાનાં સરંજામ કાર્યાલય, ખાદી વિદ્યાલય અને ઉત્પાદન કેન્દ્રોમાં એવા પ્રયોગો કરવાની સગવડ રાખી છે. કોઈ વ્યક્તિ કે સંસ્થા સંઘથી સ્વતંત્ર રીતે એવા પ્રયોગો કરે તો તેના સંપર્કમાં રહીને તેને બને એટલી મદદ કરવાનો સંઘનો પ્રયત્ન રહે છે. નાનીમોટી શોધખોળ કરવા માટે વખતોવખત પ્રયોગોને ઉત્તેજન મળે એ હેતુથી સંઘ કાંઈક ઇનામ પણ વહેંચે છે. સંઘે બે વર્ષથી પોતાના સંશોધન અંગેના વાર્ષિક સંમેલનમાં પ્રયોગ કરનારાઓને ભેગા કરી તેમને જુદા જુદા પ્રયોગોની માહિતી મળે, નવા પ્રયોગો કરવાની પ્રેરણા મળે અને પ્રયોગો કરવામાં કઈ દૃષ્ટિ હોવી જોઈએ અને એની શી મર્યાદા છે તેની સૂચના મળે એવી યોજના કરી છે. આ વર્ષે આ કામ માટે સંઘે પ્રયોગો કરનારાઓની એક સમિતિ પણ રચી છે અને એની મારફતે ખાદી સંબંધી દરેક જાતના પ્રયોગ કરવાનો વિશેષ પ્રયત્ન થશે એવી આશા રાખી છે.

## ૧૩. ખાદીવિદ્યાલય

ગ્રામસેવા અને ખાદીકામને પોતાની ખાસ પદ્ધતિ અને શાસ્ત્ર છે. એનું જ્ઞાન જાતે તે કરીને અનુભવથી મેળવી શકાય, અથવા કોઈ ખાસ વિદ્યાલયમાં શિક્ષણ લઈને મેળવી શકાય. સામાન્ય કાર્યકર્તાને પહેલાં અનુભવ લઈને જ્ઞાન મેળવવું અને પછી સેવાકાર્ય કરવું એ મુશ્કેલ પડે છે. વળી તેમ કરવા જતાં જીવનનો ઘણો ભાગ એમાં જ ચાલ્યો જાય એમ પણ બને. એ સ્થિતિમાં વિદ્યાલયની ઉપયોગિતા વધી જાય છે. આ દૃષ્ટિબિંદુથી ખાદી વિદ્યાલયો ખોલવામાં આવ્યાં છે. સેવાગ્રામના કેન્દ્રીય વિદ્યાલય ઉપરાંત કેટલાય પ્રાંતોમાં પણ વિદ્યાલયો ચાલે છે. અમારી યોજના તો દરેક પ્રાંતમાં

એવાં વિદ્યાલયો ચલાવવાની છે પરંતુ યોગ્ય શિક્ષકોના અભાવે અમે એટલી પ્રગતિ કરી શકતા નથી.

આ વિદ્યાલયના અભ્યાસક્રમ તૈયાર કરવા માટે સંઘે એક શિક્ષણ સમિતિ નીમી છે. અને તે સમિતિએ ઘણી જાતના લાંબી-ટૂંકી મુદતના અભ્યાસક્રમો ઘડયા છે. એમાં ખાદીપ્રવેશ, કાંતણ કાર્યકર્તા, વણાટ કાર્યકર્તા, સરંજામ કાર્યકર્તા વગેરે મુખ્ય છે.

વિદ્યાલયમાં દાખલ થનાર વિદ્યાર્થી તંદુરસ્ત, નિર્વ્યસની, મહેનતુ, ભોજન અને વહેવારમાં જાતિ ને ધર્મના ભેદમાં ન માનનારો, ખાદીધારી અને ૧૮ વર્ષથી વધુ ઉંમરનો હોવો જોઈએ. વિદ્યાલયમાં બધાની સાથે રહીને તેણે પાયખાના સફાઈનું, દળવાનું, રસોઈનું વગેરે કામો કરવાનાં રહેશે. એનું શિક્ષણ હાઈસ્કૂલ સુધીનું હોવું જોઈએ.

વિદ્યાર્થીનું ખર્ચ આજની મોંઘવારીને હિસાબે ૨૫ રૂપિયાની આજુબાજુ આવે છે અને ભવિષ્યમાં રચનાત્મક કામ કરનારાનું વ્યક્તિગત ખર્ચ એટલું જ આવે એવી આશા રાખવામાં આવે છે.

શિક્ષણનું માધ્યમ સેવાગ્રામમાં હિંદુસ્તાની તથા બીજી જગ્યાએ પ્રાંતિક ભાષા છે. પરંતુ તેઓ સામાન્ય રીતે હિંદુસ્તાનીનું અને એટલું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરશે એવી અમે આશા રાખીએ છીએ.

વિદ્યાર્થીના પહેલા બે મહિનાના અનુભવ પછી તેને જરૂર હોય અને સંઘના બજેટમાં જોગવાઈ હોય તો જુદા જુદા અભ્યાસક્રમ પ્રમાણે માસિક રૂ. ૧૫ સુધીની શિષ્યવૃત્તિ પણ સંઘ તરફથી આપવામાં આવે છે. સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે શાખાનાં વિદ્યાલયોમાં કંઈક વધુ શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. શિક્ષણ ફી માસિક દસ રૂપિયા ઠરાવી છે. પરંતુ શિષ્યવૃત્તિ મેળવનારા વિદ્યાર્થીઓ, સંઘના કાર્યકર્તાઓ અને રચનાત્મક કાર્ય કરતી સંસ્થાઓ તરફથી આવેલા વિદ્યાર્થીઓ પાસેથી તે સામાન્ય રીતે લેવામાં આવતી નથી. વિદ્યાર્થીઓના ઉત્પાદનના પૈસા વિદ્યાલયોમાં જમા કરવામાં આવે છે.

ખાદીવિદ્યાલયોમાં ખાદીકળા શીખવવા ઉપરાંત સ્વાવલંબનની દૃષ્ટિએ કંઈક સંસ્કાર રેડવાનો પ્રયત્ન કરવામાં આવે છે. અને પ્રાર્થના, રસોઈ, સામાન્ય સફાઈથી માંડીને પાયખાના સફાઈ વગેરે કામો જાતે કરવાથી એમાં મદદ મળે છે એમ માન્યું છે. આ ઉપરાંત વિદ્યાર્થીઓના બૌદ્ધિક વિકાસ માટે વિદ્યાલયમાં ખાદી તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, ગણિત, યંત્રશાસ્ત્ર વગેરે વિષયોના વર્ગો લેવામાં આવે છે.

## ૧૪. શિબિર

દેશમાં રાજકીય ક્રાંતિને પરિણામે સ્વતંત્રતા મેળવ્યા પછી પ્રજાની આર્થિક અને સામાજિક સ્વતંત્રતા મેળવવી જરૂરી છે. અને આજે આપણે આપણું બધું ધ્યાન એ તરફ વાળવું છે. એ કામમાં સફળતા મળે એ માટે ચરખા સંઘના કાર્યકર્તા નવી દૃષ્ટિ અને નવો કાર્યક્રમ સમજે એ જરૂરનું છે. એ સાથે એ પ્રવૃત્તિ ચલાવવા માટે યોગ્ય ભાવના એમનામાં હોવી જોઈએ. વળી, તે ઉપરાંત જો આ કાર્યક્રમને વ્યાપક બનાવવો હોય તો દેશના બધા નવજુવાનોને આ નવી ક્રાન્તિની કલ્પના, રૂપરેખા તથા કર્તવ્યમાર્ગનું સાચું જ્ઞાન અને અભ્યાસ હોવાં જોઈએ, જેથી તેઓ આપણા બધા પ્રશ્નો સારી રીતે સમજી લઈને એ દિશામાં આગળ વધે.

સ્વાવલંબનનો આધાર લઈને ગ્રામસેવા કરવી એ પણ એક કળા છે. એને માટે એક વિશિષ્ટ મનોવૃત્તિ અને જીવનમાં જુદી જ ટેવો પાડવાની જરૂર છે. એથી સંઘે એવો નિશ્ચય કર્યો છે કે દેશમાં જુદી જુદી જગાએ સંઘની નવી પ્રવૃત્તિઓ અને દેશના જુદા જુદા સવાલો વચ્ચે મેળ બેસે એ દૃષ્ટિથી વખતોવખત શિબિરોનું સંચાલન કરવું. એવાં શિબિરોમાં એક માસ યા પંદર દિવસ રહીને સ્વાવલંબી અને સમૂહ જીવનની પદ્ધતિ અને આદર્શોનો અભ્યાસ પણ થાય.

શિબિરોમાં સંઘના કાર્યકર્તાઓ તો રહેશે જ. વળી ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમમાં વિશ્વાસ હોય તેવા જુવાનોને પણ તેમની ખાસ ઇચ્છા હશે તો દાખલ કરવામાં આવશે.

પ્રાંતીય શિબિરના સ્થાન તેમ જ સમયની જાહેરાત ખાદીજગત્ તેમ જ પ્રાંતીય પત્રિકાઓમાં કરવામાં આવશે.

શિબિરોમાં દાખલ થનારે પોતાનો ભોજનખર્ચ તેમ જ મુસાફરીખર્ચ આપવાનો રહેશે. શિબિરમાં સામાન્ય રીતે ચાર કલાક ઉદ્યોગ માટે તેમ જ બે કલાક વ્યાખ્યાન, ચર્ચા વગેરે માટે રાખવામાં આવે. બાકીના બધા સમયમાં સ્વાવલંબી અને સહકારી જીવન માટે ઉપયોગી થાય તેવા કાર્યક્રમો રાખવામાં આવે એ યોગ્ય છે એમ અમે માનીએ છીએ. કેળવણીની દૃષ્ટિએ રસોઈ, પાયખાના સફાઈ, ગ્રામ-સફાઈ, બાગકામ, ખાદી વગેરે કામો શિબિરમાં જોડાનાર બધા જાતે જ કરી લે એવી યોજના કરવામાં આવી છે. આ રીતે આપણે થોડા વખતમાં સ્વાભાવિક અને યોગ્ય શિક્ષણથી આપણા જીવનની એક રૂપરેખા શિબિરમાં જોઈ શકીશું.

શિબિરમાં ૩૦થી ૬૦ વિદ્યાર્થીઓને જ લેવામાં આવશે. જેથી દરેકની સાથે સારો પરિચય સાધી શકાય. તથા તેમને જરૂરી માર્ગદર્શન કરાવી શકાય. આટલી મર્યાદિત સંખ્યા રાખવાથી આપણે શિબિર ગમે તે જગાએ કરી શકીશું અને તે માટે પૂરતી જગ્યા પણ મળી શકશે. શિબિર માટે ઝૂંપડાં, મંડપ, વગેરે કોઈ જાતનો બાંધકામનો ખર્ચ ન થાય એનો ખ્યાલ રાખવો.

## ૧૫. પ્રકાશન

ઈ. સ. ૧૯૪૧ના જુલાઈથી સંઘ તરફથી ખાદીજગત્ નામનું માસિક પત્ર નીકળવા માંડ્યું. ૧૯૪૨ની ચળવળમાં લગભગ ત્રણેક વરસ તે બંધ રહીને ૧૯૪૫ના સપ્ટેંબર મહિનાથી એ ફરીથી નીકળવા માંડ્યું છે. તે દરમિયાન ઘણું ખર્ચ તેમ જ પરિશ્રમ ઉઠાવીને સંઘનો સંદેશ પત્રિકાઓ તથા પરિપત્રો મારફત જનતાને પહોંચાડવાનો પ્રયત્ન કર્યો હતો.

ખાદીજગત્ મારફત કીમતી ખાદી સાહિત્ય તૈયાર થઈ રહ્યું છે. એમાં મુખ્યત્વે ખાદીકામ અને ખાદીકામનું વિવરણ આવે છે. હવે

તો એ હિંદુસ્તાની તાલીમી સંઘ અને અખિલ ભારત ગોસેવા સંઘનું પણ મુખપત્ર બન્યું છે. એમાંથી વાચકોને ખાદીશાસ્ત્રના વિવિધ વિષયો પરના વિવેચનાત્મક લેખ, નયી તાલીમની પ્રગતિ, ગોસેવા અને ગ્રામસેવાની વિશિષ્ટ દૃષ્ટિ તેમ જ રચનાત્મક કાર્ય કરનારી બીજી સંસ્થાઓની પણ બને તેટલી માહિતી મળતી રહે છે.

ખાદીજગતનું વાર્ષિક લવાજમ છ રૂપિયા છે, સહયોગી સભ્યો પાસેથી ફક્ત સવા પાંચ રૂપિયા લેવામાં આવે છે તથા સંઘના સહયોગી સેવકો પાસે ફક્ત ત્રણ રૂપિયા લેવામાં આવે છે. વળી, સંઘના ગ્રામસેવકોને તો તે મફત મોકલવામાં આવે છે. એ ઘણુંખરું વી. પી. થી મોકલવામાં આવતું નથી.

ખાદીશાસ્ત્ર સંબંધી લગભગ બાવીસેક પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે. તેની યાદી કિંમત સાથે છેવટે આપવામાં આવી છે.

## ૧૬. પ્રદર્શન

પ્રચાર માટેનું મુખ્ય સાધન પ્રદર્શન છે. તેથી જુદી જુદી જગ્યાએ પ્રદર્શનો રાખવામાં આવે છે. અત્યાર સુધી જ્યાં જ્યાં કોંગ્રેસ ભરાઈ છે ત્યાં ત્યાં કોંગ્રેસની સાથે સંઘને પણ આમંત્રણ મળવાથી સંઘે ખાદી અને ગ્રામોદ્યોગનાં પ્રદર્શન યોજ્યાં. સંઘ તરફથી સ્વતંત્ર પ્રદર્શન ભરવાની યોજના હજુ સુધી થઈ નથી કારણ કે ત્યાં ભેગા થતા લોકોમાંના ઘણાને માટે પ્રદર્શન જ કોંગ્રેસ બની શકે છે એવો ગાંધીજીનો અભિપ્રાય હતો. ત્યાં આવનારાઓમાં ગામડાંનાં લોકોની સંખ્યા વધતી ગઈ એથી સંઘે હંમેશ પ્રદર્શન ગામડાંના લોકોની દૃષ્ટિએ ભરાવું જોઈએ એ વિચાર નજર સામે રાખ્યો છે. હિંદુસ્તાનમાં ગ્રામદૃષ્ટિ એ જ સાચી દૃષ્ટિ હોઈ શકે. આપણે ગામડાંને માત્ર જિવાડવાં જ નથી, તેમને મજબૂત અને સમૃદ્ધ પણ બનાવવાં છે. તેથી જ સંઘના પ્રદર્શનમાં શહેરી વસ્તુઓ અને આડંબર તેમ જ મોજશોખને સ્થાન આપવામાં આવ્યું નથી. પ્રદર્શનમાંથી ગ્રામ-

વાસીઓને એવું શિક્ષણ મળવું જોઈએ, જેથી તેમને કંઈ ને કંઈ ઉદ્યોગ શીખી લેવાની જરૂર લાગે. આપણી હાલની ઊણપો–ખામીઓ કેવી રીતે દૂર થાય, ગ્રામોદ્ધાર આંદોલનની શરૂઆતથી તે આજ સુધીમાં કેટલી પ્રગતિ થઈ, જુદા જુદા રચનાત્મક કાર્યક્રમોમાં ગામડાંનું કલ્યાણ કેવી રીતે રહેલું છે, એ બધું પ્રદર્શનમાં બતાવવું જોઈએ. ગામડાનું જીવન સુખી, સમૃદ્ધ અને કળામય કેવી રીતે બની શકે તે પણ પ્રદર્શનમાં બતાવવું જોઈએ.

કૉંગ્રેસે એક ઠરાવથી પોતાના વાર્ષિક અધિવેશન વખતે ભરાતા પ્રદર્શનનું કામ ચરખા સંઘ તથા ગ્રામોદ્યોગ સંઘને સોંપ્યું છે. અને સંઘે અત્યાર સુધી એ કામ કર્યું છે. પ્રદર્શન માટે જે કંઈ ખર્ચ થાય તે સ્વાગતસમિતિ આપે છે. એ પ્રદર્શનોની સફળતા જોઈને ઘણી જગ્યાએ ખાદી અને ગ્રામોદ્યોગ પ્રદર્શનો ત્યાંના સ્થાનિક લોકોના ઉત્સાહથી ગોઠવવામાં આવે છે. અને તેમાં ભાગ લેવાને સારુ ઘણી વાર સંઘને આમંત્રણ આપવામાં આવે છે. જ્યાં આવાં પ્રદર્શનો યોજનારાઓની દૃષ્ટિ ઉપર મુજબ હતી ત્યાં ત્યાં સંઘે પ્રત્યક્ષ પ્રયોગ કરી બતાવનારની ટુકડીઓ મોકલીને, વેચાણ વિભાગ રાખીને અને એટલો સહકાર આપ્યો છે. ખર્ચનો ભાર તો પ્રદર્શનના યોજકોએ જ ઉઠાવ્યો છે. પ્રદર્શનોની આ પરંપરા વધતી જતી જોઈને સંઘે એક પ્રદર્શન વિભાગ પણ ચાલુ કર્યો છે. તે છતાં જે પ્રદર્શનમાં ગામડાંની દૃષ્ટિ મુખ્ય હોય અને મિલકાપડને સ્થાન ન હોય તેવા પ્રદર્શનમાં જ સંઘ ભાગ લે છે. સંઘે એક ઠરાવ કરીને પ્રદર્શનો વિષેની પોતાની નીતિ વધુ સ્પષ્ટ કરી છે. તે ઠરાવ નીચે પ્રમાણે છે:

"ચરખા સંઘે પ્રદર્શનોમાં ભાગ લેવાની બાબતમાં એક ચોક્કસ નીતિ રાખી હતી અને કૉંગ્રેસની કાર્યવાહક સમિતિએ પણ તે મંજૂર રાખી હતી; પરંતુ આજની પરિસ્થિતિમાં તે નીતિને વિગતવાર સ્પષ્ટ કરવાની સંઘને જરૂર લાગે છે. મિલનો ફેલાવો તથા પ્રગતિ રેંટિયાના સિદ્ધાંત અને કાર્યનાં અચૂક વિરોધી છે. એટલે ચરખા સંઘે જે પ્રદર્શનમાં

મિલનું કાપડ, મિલનો કાગળ તેમ જ ગ્રામોદ્યોગ વિરોધી મિલની વસ્તુઓ હોય તે પ્રદર્શનમાં ભાગ ન લેવાનું નક્કી કર્યું હતું. એ નીતિને ભવિષ્યમાં ચાલુ રાખવાની ખાસ જરૂર છે એમ સંઘ માને છે. આજકાલ ખાદીની જે રીતે પ્રગતિ થઈ છે તેમાં લોકો ખાદીને એક ખરીદવાની વસ્તુ સમજવા લાગ્યા છે. ચરખા સંઘે જે નવી નીતિ અખત્યાર કરી છે તે મુજબ એણે રેંટિયાના મૂળ ઉદ્દેશની દિશામાં પગલું ભર્યું છે. એટલે કે પ્રજા પોતાની જરૂરિયાતો માટે કોઈ કેન્દ્રીય વ્યવસ્થાને આશરે ન રહેતાં સ્વતંત્ર અને અહિંસાત્મક સમાજની એટલે કે પ્રજાતંત્રની રચના કરી શકે એવી તાલીમ આપવી એ જ સંઘે પોતાનું મુખ્ય ધ્યેય રાખ્યું છે. આ ધ્યેયને પાર પાડવા માટે એ જરૂરી છે કે હવે ખાદીકામ ઉત્પાદન અને વહેંચણીના આધુનિક અર્થશાસ્ત્રની બહાર રહે એટલે કે ખાદી ઉત્પન્ન કરીને પ્રજાની કાપડની માંગ મોટા પ્રમાણમાં પૂરી પાડવાને બદલે વસ્ત્રસ્વાવલંબન માટે ઘેરઘેર કંતાય, ગામે-ગામ વણાટકામ થાય એવી કોશિશ કરે. એથી હવે એ જરૂરી છે કે પ્રદર્શનોમાં ખાદીનું વેચાણ ન થાય પરંતુ ખાદીના ટકાઉ અને સુંદર નમૂના મૂકવામાં આવે તેમ જ તે ખાદી ઘરનાં સાદાં સાધનોથી જ સહેલાઈથી કેમ બની શકે તેની રીતો તાલીમ આપવાની દૃષ્ટિએ બતાવવામાં આવે. ઉપરના મુદ્દાઓ ધ્યાનમાં રાખીને પ્રદર્શનોમાં ભાગ લેવા માટે સંઘે નીચે જણાવેલી નીતિ રાખી છે :

સંઘ એવાં પ્રદર્શનોમાં ભાગ ન લે, કે જેમાં :—

(ક) પ્રદર્શન ગોઠવનારાઓનો હેતુ કેળવણીનો નહીં પણ કમાવાનો હોય.

(ખ) નિર્માણ, સજાવટ, અથવા તો પ્રચાર માટે મિલનું સૂતર કે કાપડ વાપરવામાં આવ્યું હોય.

(ગ) ગ્રામોદ્યોગ-વિરોધી વસ્તુઓનો પ્રચાર થતો હોય, વેચાણ થતું હોય કે તેનું પ્રદર્શન હોય.

(ઘ) નયી તાલીમના સિદ્ધાંતોની વિરોધી એવી શિક્ષણની પદ્ધતિનું પ્રદર્શન હોય કે તેનો પ્રચાર થતો હોય.

(ઙ) વસ્ત્ર માટે ખાદીની ખરીદી કે વેચાણ થતું હોય.

(ચ) જેથી હિંસાત્મક વાતાવરણ ફેલાય એવા ખેલ, નાટક, પ્રચાર, પત્રિકા વગેરેને સ્થાન હોય.

હમણાં યંત્રોથી એવી વસ્તુઓ પેદા કરવાની હરીફાઈ ચાલે છે, જે ગ્રામોદ્યોગ દ્વારા કેળવાતી સ્વાવલંબન વૃત્તિ માટે ઘાતક ગણાય. એટલે ચરખા સંઘ અથવા બીજા સહકારી સંઘ ઉપર જણાવેલી નીતિનું સંપૂર્ણ રીતે પાલન કરે એ આવશ્યક છે, જેથી પ્રદર્શનો સંઘના ઉદ્દેશનો ઘાત કરનારાં ન બનતાં લોકોને આર્થિક, સામાજિક, નૈતિક અને સામુદાયિક વિકાસની તાલીમ આપવાના સાધનરૂપ બને."

## ૧૭. સૂતરનું લવાજમ

હિંદુસ્તાનની એક વિશેષતા એ છે કે અહીં વસ્તી પણ વધારે છે અને ગરીબાઈ પણ પાર વગરની છે. તેનું એકમાત્ર કારણ હિંદીઓમાં શ્રમનિષ્ઠા નથી એ છે. એ શ્રમનિષ્ઠા પેદા કરવાના હેતુથી ગાંધીજીએ આ ધર્મનિષ્ઠ દેશમાં સૂત્રયજ્ઞ શરૂ કર્યો. અને તે માટે તેમણે સૂતરના રૂપમાં લવાજમ લેવાની શરૂઆત કરી. રાષ્ટ્રસંવર્ધનના કાર્યમાં પૈસાની તો જરૂર રહે જ. પૈસાદારો પાસેથી પૈસા લઈને કામ કરવું હોય તો પૈસાદારોની પ્રતિષ્ઠા વધે છે. પરંતુ આપણા દેશમાં પૈસાદારો પણ આંગળીના વેઢે ગણાય તેટલા છે. પણ આપણી જન-સંખ્યા જ આપણું બળ છે. એટલે આપણે પ્રજા પાસે થોડી મહેનત કરાવીએ તો તેને પરિણામે આપણા આ દરિદ્ર દેશમાં એટલું ધન પેદા થશે કે આપણા રચનાત્મક કાર્યો માટે કોઈ જાતની ચિંતા નહીં રહે. સૂતર તો આપણી પ્રજાની ટંકશાળ છે. માત્ર દિલ અને પ્રયત્ન જોઈએ. તે હોય તો જેને બે હાથ છે તે સર્વ સ્ત્રીપુરુષ, આંધળા, લંગડા — ભલે તેમની ઉંમર ગમે તેટલી હોય — બધાં રચનાત્મક કામ માટે પોતાનો ફાળો આપી શકશે. સૂતરના લવાજમથી શ્રમની પ્રતિષ્ઠા પણ વધશે.

## ૧૮. સહયોગી સેવક

ચરખા સંઘનાં પ્રત્યક્ષ અને પ્રમાણિત કેન્દ્રો સિવાય આખા દેશમાં બીજા ઘણા કાર્યકર્તાઓ છે, જેઓ ખાદીનું કામ જ કરે છે અને ચરખા સંઘ આજે જે કામ પર ભાર મૂકે છે તે જ કામ તેઓ

કરતા આવ્યા છે. ચરખા સંઘ આજે વસ્ત્રસ્વાવલંબન તરફ વળી રહ્યો છે અને એ કામ સારી રીતે ફાલે એમ ઇચ્છે છે. એટલે સંઘ એવા કાર્યકર્તાઓ સાથે સંપર્ક સાધવાનો પ્રયત્ન કરે છે. એને માટે સંઘે એમને સંઘના સહયોગી સેવક ગણવાનું નક્કી કર્યું છે.

સહયોગી સેવક સંઘ પાસેથી કાંઈ વેતન કે ઑનરેરિયમની આશા તો રાખશે જ નહીં, બલ્કે જાતે કાંતેલા સૂતરમાંથી માસિક અર્ધી આંટી એટલે કે વાર્ષિક ૬ આંટી સૂતર આપીને સંઘના સહયોગી સભ્ય બનશે. વસ્ત્રસ્વાવલંબી તો બની ગયા હશે અથવા બનવાની કોશિશ કરતા હશે.

એવા સહયોગી સેવકોની યાદી સંઘના મુખપત્ર खादीजगत् માં આપવામાં આવશે, અને સંઘના કાર્યક્રમમાં વારંવાર જે ફેરફારો થાય છે તેની ખબર તેમને આપવાનો સંઘ પ્રયત્ન કરશે. સંઘનો કાર્યક્રમ પાર પાડવામાં આ સહયોગી સેવકો વિશેષ ફાળો આપશે એવી આશા છે.

કોઈ પ્રાંતમાં એવા સહયોગી સેવકોની સંખ્યા વધી જશે તો સંઘનો એવો પણ વિચાર છે કે એમનું વાર્ષિક સંમેલન પ્રસંગાનુસાર ભરાવવાનો પ્રયત્ન કરવો.

સહયોગી સેવકને સંઘનું માસિક પત્ર खादीजगत् અડધી કિંમતમાં મળી શકશે, અને પ્રચાર-કાર્ય કરવા સારુ તેમને બહાર જવું પડે, ફરવું પડે તો ફક્ત મુસાફરીખર્ચ એટલે કે રેલવે અથવા મોટર ભાડું, સેવા કાર્યને માટે જરૂરી સ્ટેશનરી અને જરૂર હોય તો ટપાલ-ખર્ચ પણ સંઘ તરફથી આપવામાં આવશે.

સહયોગી સેવક પોતાની આજુબાજુના વિસ્તારમાં વસ્ત્રસ્વાવલંબી અને સમજીને કાંતનારાંઓની સંખ્યા વધારવાનો પ્રયત્ન કરતા રહેશે અને ઠેકઠેકાણે કાંતણમંડળ સ્થાપવામાં સક્રિય ઉત્સાહ રાખશે. ઉપરાંત એવી પણ અપેક્ષા રાખવામાં આવે છે કે તેઓ સહયોગી સભ્યો અને વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા વધારતા રહે. ઓછામાં

ઓછા ત્રણ મહિને પોતાની કાર્યવાહીની નોંધ સંઘને તેમણે મોકલવી જોઈએ. એ પક્ષબાજીમાં કે કોમવાદમાં કદી ન પડે.

પ્રાંતિક શિબિરોમાં સહયોગી સેવકો હાજરી આપે એ ઇચ્છવાજોગ છે. સંઘ તેમને શિબિરોમાં દાખલ કરાવવા માટે કોશિશ કરશે અને જરૂર પડશે તો તેમનો શિબિરખર્ચ પણ ઉપાડી લેશે.

સહયોગી સેવક પોતાની આસપાસ વસ્ત્રસ્વાવલંબનના કામને ફેલાવવા માટે કોઈ ખાસ યોજના ઘડે, જેમાં સંઘને આર્થિક મદદ કરવાનું સંઘને જરૂરી અને યોગ્ય લાગે તો તેવી મદદ પણ સંઘ તરફથી આપી શકાશે.

## ૧૯. વસ્ત્રસ્વાવલંબી સભ્ય

જે સંપૂર્ણ ખાદીધારી હોય અને બીમારી કે એવાં બીજાં તેના કાબૂ બહારનાં કારણો બાદ કરતાં બાકીના વખતમાં પોતાના કે પોતાના કુટુંબના ઉપયોગ માટે કે દાનના હેતુથી દર મહિને નિયમિત ઓછામાં ઓછી, એકલું કાંતણ કરતો હોય તો સાડા સાત આંટી, અથવા સંયુક્તકાંતણ — કપાસ લોઢવાથી માંડીને સૂતર કાંતવા સુધીની — ની પાંચ આંટી કાંતતો હોય એવો માણસ વસ્ત્રસ્વાવલંબી કહેવાય.

સંયુક્તકાંતણ પાછળ વિચારસરણી એ રહેલી છે કે બધી બાજુથી કાંતણનો પૂરો લાભ લેવો હોય, અને ખાદીની જડ મજબૂત કરવી હોય તો કાંતનાર પોતાની પૂણી પોતે બનાવી લે એ ખૂબ જરૂરી અને અનિવાર્ય છે. દરેક ઘરમાં દરેક જણે કાંતવું હોય તો દરેક ઘરમાં પૂણી બનાવવાનું કામ પણ જરૂરી બનશે. અને તુનાઈથી આ કામ થઈ શકે છે.

હિંદુસ્તાનની આજની કાપડની માથા દીઠ સરેરાશ વપરાશ ૧૫ ચોરસવારથી પણ ઓછી છે. આ હિસાબે મહિને પાંચ આંટી સૂતર કાંતનાર પણ એક જણની સરેરાશ વપરાશ જેટલા કાપડ

જેટલું સૂતર કાંતી લે છે. એક મહિનાની પાંચ આંટીને હિસાબે આખા વરસમાં પંદરથી સત્તર ચોરસવાર ખાદીનું સુતર તૈયાર થાય છે. એટલે એટલું કાંતનારાઓને વસ્ત્રસ્વાવલંબી કહેવાનું સંઘને યોગ્ય લાગે છે. વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા વધીને વધારેમાં વધારે થાય એ માટે સંઘની શાખાઓને સૂચના આપવામાં આવી છે કે પોતપોતાના પ્રાંતમાં રહેનારા વસ્ત્રસ્વાવલંબીઓની સંપૂર્ણ યાદી બનાવે. વસ્ત્રસ્વાવલંબીઓને પણ પોતાનું નામ એ યાદીમાં નોંધાવવા વિનંતી છે. એ માટેનું અરજીપત્ર સંઘના તથા શાખાના કાર્યાલય-માંથી મળી શકશે.

## ૨૦. કાંતણમંડળ

અત્યાર સુધી ખાદીનું કામ ખાદીભંડાર અથવા એજન્સીઓ અને કાર્યાલયો મારફત ચાલતું આવ્યું છે. એને બદલે હવે તે દરેક જગ્યાએ નાનામાં નાના ઘટકમાં અને સ્વાશ્રયી રહીને સ્વયંપૂર્ણ બનવાની દૃષ્ટિથી આગળ વધે એ હેતુથી કાંતણમંડળની યોજના વિચારવામાં આવી છે. ચરખા સંઘના વસ્ત્રસ્વાવલંબી કે સહયોગી સભ્યો જ કાંતણમંડળના સભ્ય બની શકશે. એવા ઓછામાં ઓછા દશ સભ્યો થાય એટલે કાંતણમંડળ બનાવી શકાશે.

કાંતણમંડળ સ્થાપવાનો હેતુ એ છે કે સંપૂર્ણ કે અમુક અંશે વસ્ત્રસ્વાવલંબન કરવાના હેતુથી કાંતનારાઓની નીચેની જરૂરિયાતો પૂરી પડી શકે :

(ક) કપાસ અથવા રૂની જરૂર.

(ખ) સરંજામ-પ્રાપ્તિ અને દુરસ્તી.

(ગ) પૂણી બનાવવાની અને કાંતવાની તાલીમ.

(ઘ) કાપડની જાત અને માપ પ્રમાણે એમાં કેટલું સૂતર જોઈશે તેનું જ્ઞાન.

(ઙ) કાંતેલું સૂતર વણાવી આપવું.

(ચ) અમુક અંશે વસ્ત્રસ્વાવલંબીઓને બાકીની ખાદી પૂરી પાડવી.

આ કામ કરવા માટે જરૂર લાગે તો કાંતણમંડળ દાનના રૂપમાં ફાળો ઉઘરાવી શકશે અથવા મૂડી ભેગી કરી શકશે. અને તેની વ્યવસ્થા માટે મંડળના સભ્યોમાંથી કોઈની વ્યવસ્થાપક કે મંત્રી તરીકે નિમણૂક કરી શકશે. તેમ જ ચરખા સંઘ સાથે જોડાવા ઇચ્છે તો જોડાઈને એ સંઘના તંત્રનો લાભ લઈ શકશે.

ચરખા સંઘ એવા જોડાયેલા કાંતણમંડળ તરફથી માગણી થતાં નીચે જણાવ્યા પ્રમાણેની મદદ આપવા કોશિશ કરશે :—

(ક) કિંમત લઈને સારું રૂ કે કપાસ પહોંચાડવો.

(ખ) કિંમત લઈને બધી જાતનો ખાદી-સરંજામ પૂરો પાડવો. તેમ જ જેટલો સરંજામ પોતાને ત્યાં બનાવી લેવાની મંડળની તૈયારી હોય તેટલો બનાવવાનું શરૂ કરવામાં સલાહ આપવી અને મંડળ પોતાના ખર્ચે ખાદી-સરંજામ બનાવવાનું કામ શીખવા કોઈને મોકલે તો તે શીખવવા સારુ ગોઠવણ કરવી. અમુક મર્યાદામાં વિદ્યાર્થીઓને ચરખા સંઘ થોડી છાત્રવૃત્તિ પણ આપશે.

(ગ) ખાસ પ્રસંગોએ પ્રચારક મોકલવાનો પ્રયત્ન કરવો. તે રેંટિયાનું નાનુંમોટું સમારકામ કરી આપે તથા બીજી ખામીઓ સુધારી આપે અને કાંતનારાઓને સામાન્ય ખામીને સુધારવાની, નાનીમોટી માળ બનાવવાની તથા પ્રત્યક્ષ કાંતણ સંબંધી થોડી તાલીમ આપે. આ પ્રચારકોનો મુસાફરી ખર્ચ તથા પગાર ચરખા સંઘ આપશે. પ્રચારક જેટલા દિવસ મંડળના કામ અંગે રોકાય તેટલા દિવસ તેના ભોજનનો ખર્ચ તથા બીજી વ્યવસ્થા કાંતણમંડળે કરવાની રહેશે.

(ઘ) કાંતણમંડળના ક્ષેત્રમાં તુનાઈ, પીંજણ અને કાંતણના પ્રાસંગિક વર્ગ અથવા શિબિર ચલાવવાં. એમાં પ્રચારકના ખર્ચની વ્યવસ્થા ઉપર કલમ ગ માં જણાવ્યા મુજબ રહેશે. સાધનો અને રૂ વગેરેનો ખર્ચ શીખનારાઓએ અથવા તો કાંતણમંડળે કરવાનો રહેશે.

(ઙ) કોઈ કોઈ વાર પત્રિકાઓ મોકલીને પોતપોતાનું સૂતર વણાવી લેવા અંગે વહેવારુ જ્ઞાન ચરખાસંઘ તરફથી આપવામાં આવશે.

(ચ) સૂતર જ્યાં કંતાતું હોય તે જ વિસ્તારમાં અથવા તો તેની નજીકમાં જ વણાય એ સારું છે. પણ એ શક્ય ન હોય તો ત્યાંના કાંતણમંડળનો મંત્રી કે વ્યવસ્થાપક ચરખા સંઘના નજીકના

કેન્દ્ર અથવા ભંડારમાં સૂતર મોકલી શકશે. એ સૂતર, વસ્ત્ર-સ્વાવલંબીનું સૂતર વણવા માટેના જે નિયમ અને દર શાખામાં તે વખતે ચાલતા હશે તે મુજબ સંઘ મારફતે વણાવી આપવામાં આવશે.

(છ) સ્થાનિક વણાટનું કામ શરૂ કરવા માટે સરંજામ ઉપરાંત માર્ગદર્શન, તથા બીજી માહિતી આપવાની અને મંડળે પસંદ કરેલા વિદ્યાર્થીને વણાટ શીખવાની વ્યવસ્થા ચરખા સંઘ કરશે. વિદ્યાર્થીઓને સંઘ તરફથી થોડી છાત્રવૃત્તિ પણ આપવામાં આવશે.

(જ) મંડળના સભ્યોની ખાદીની જરૂરિયાત થોડે અંશે પૂરી કરવા માટે અને કાંતણમંડળના ક્ષેત્રના ખાદી પ્રેમીઓની ખાદીની જરૂરિયાત સૂતર આપવાના નિયમ અનુસાર પૂરી પાડવા માટે તે ક્ષેત્રની એજન્સી કાંતણમંડળને આપવામાં આવશે એજન્સી-કમિશન ભંડારથી કાંતણમંડળ કેટલું દૂર છે તે જોઈને વત્તુંઓછું નક્કી કરી શકાશે. મંડળ ચરખા સંઘની અથવા તો ચરખા સંઘે માન્ય કરેલી પ્રમાણિત ખાદી જ મંગાવી શકશે. બધી ખાદી મંડળે સૂતર-શરતના નિયમ પ્રમાણે વેચવી જોઈશે.

(ઝ) મંડળના સભ્યોને ચરખા સંઘના શિબિર જેવા કાર્યક્રમોમાં ભાગ લેવા માટે કેટલીક વધારે સગવડો આપવામાં આવશે. તેની વિગતો પરિસ્થિતિને અનુસાર વખતોવખત નક્કી કરવામાં આવશે.

જે કાંતણમંડળો ઉપર જણાવેલા ઉદ્દેશો તથા નિયમો પ્રમાણે કામ કરશે અને જેમની ચરખા સંઘ સાથે જોડાવાની ઇચ્છા હશે, તેમને ચરખા સંઘનું લેખિત પ્રમાણપત્ર આપવામાં આવશે. તેમની યાદી ચરખા સંઘ મારફત જાહેર થતી રહેશે.

## ૨૧. સહયોગી સભ્ય

સહયોગી સભ્યનો અર્થ એ છે કે જેની ઉંમર ૧૫ વર્ષથી વધારે હોય, જે સંપૂર્ણ ખાદીધારી હોય અને ચરખા સંઘને દર મહિને પોતે કાંતેલા સમાન સૂતરના ૩૨૦ તાર એટલે કે અડધી આંટીને હિસાબે આપતો હોય. (એક તાર = ૪ ફૂટ)

સભ્ય માટે ભરવાનું અરજીપત્ર સંઘના કાર્યાલયમાંથી મળશે.

સભ્યને કોઈ પણ મહિનાથી અને ગમે તેટલી મુદ્દત માટે સભ્ય બનવાનો અધિકાર છે. પરંતુ સભ્ય બનનાર પહેલી જુલાઈથી શરૂ થતા આખા વર્ષ માટે સહયોગી સભ્ય બને એવી વિનંતી છે.

સહયોગી સભ્ય પોતાનું સૂતર પૈસા આપીને પાછું લઈ શકશે નહીં. પરંતુ સંઘના ભંડારોમાંથી તે સૂતર પર ખાદી મેળવવાનો તેને હક રહેશે.

પોતાની શક્તિ પ્રમાણે કાંતણ અને વણાટનો પ્રચાર કરવાની સભ્યની ફરજ છે.

પોતાના ઉપયોગ માટે ખાદીજગત્ તથા સંઘનાં બીજાં પ્રકાશનો ૧૨½% ના કમિશનથી સહયોગી સભ્યને મળી શકશે.

સંઘના સહયોગી સભ્ય બનાવવાના કામને સંઘની નીતિનું સંગીન કામ માનવું જોઈએ. વધારેમાં વધારે સભ્ય બને તે માટે સંઘ પ્રયત્ન કરશે.

## ૨૨. ઉત્પાદન અને વેચાણ

સંઘે પોતાનો બધો વખત વસ્ત્રસ્વાવલંબનના કામમાં આપવાનું નક્કી કર્યું છે. એનો અર્થ એ નથી કે ચરખા સંઘે ઉત્પાદન અને વેચાણ પરથી પોતાનું બધું ધ્યાન ખેંચી લીધું છે. સંઘે આ કામ છેલ્લાં પચ્ચીસ વરસ કર્યું છે. તેને અધ્ધર છોડી દેવું એને માટે અશક્ય છે. આટલાં વર્ષો પછી ખાદીના ઉત્પાદન અને વેચાણની પદ્ધતિ બની ગઈ છે. અને તે કામ એક રીતે સહેલું બની ગયું છે. અને સંઘના અનુભવના આધારે બીજા પણ તે કામ કરી શકે છે. તેથી સંઘે યોજના ઘડી છે કે ઉત્પાદન અને વેચાણનું કામ પ્રમાણિત સંસ્થાઓને સોંપવામાં આવે અને તેમની મારફત એ આગળ વધારવામાં આવે; કારણ કે એમ કરવાથી પ્રમાણિત સંસ્થાઓને ખાદીકામને માટે મૂડી તથા કાર્યકર્તાઓ (અનાયાસે) મળી રહે છે અને ખાદીકાર્યની પ્રગતિ થતી જાય છે. એથી સંસ્થાઓને પ્રમાણપત્ર આપવાની શરતોમાંથી જે શરતો ખટકતી હતી તે

કાઢી નાખવામાં આવી છે. સૂતરની શરત પ્રમાણે ખાદી વેચવાનું સંસ્થાઓ માટે વૈકલ્પિક કરી નાખ્યું છે. કેકેકાણે સંસ્થાઓને પ્રમાણિત કરીને સંઘનું હાલનું ઉત્પાદન-વેચાણનું કામ તેમના હાથમાં સોંપી દેવાનું કામ શરૂ થયું છે; નવી જગ્યાઓએ પણ તે કામ શરૂ કરાવવાનો પ્રયત્ન ચાલે છે. સંઘને વિશ્વાસ છે કે આ પદ્ધતિથી ખાદીના ઉત્પાદન-વેચાણમાં છેવટે વધારો જ થશે.

## ૨૩. પ્રમાણપત્ર

प्रमाणित अप्रमाणितनो फरक એ નામના નવી દિલ્હીથી ૫–૧–'૪૮ને રોજ લખેલા એક લેખમાં પૂ. ગાંધીજીએ લખ્યું હતું કે 'પ્રમાણિત ખાદી જ માન્ય થઈ શકે'. આમાં 'પ્રમાણિત' શબ્દથી ખરો અર્થ પૂરેપૂરો પ્રગટ થતો નથી. પ્રમાણિત શબ્દનો ખરો અર્થ એ છે કે જે ખાદી માટેનું સૂતર પૂરેપૂરી કિંમત આપીને ખરીદવામાં આવ્યું હોય, પૂરેપૂરા પૈસા આપીને તે વણાવ્યું હોય અને ખાદીની કિંમત નફાખોરી કરવા માટે નહીં પરંતુ પ્રજાના લાભને માટે રાખવામાં આવી હોય તે પ્રમાણિત ખાદી. સ્વાવલંબી એટલે કે પોતે બનાવેલી ખાદી ઉપરાંત બજારમાંથી લાવવી પડે તે ખાદી માટે કાંઈ પ્રમાણ હોય એ લોકોને માટે જરૂરી છે. એવું પ્રમાણપત્ર એક જ સંસ્થા આપી શકે. તે સંસ્થા તે ચરખા સંઘ. એટલે ચરખા સંઘ જેને પ્રમાણપત્ર આપે તે ખાદી જ પ્રમાણિત ખાદી ગણાય. તે સિવાય બજારમાં જે ખાદી મળે તે અપ્રમાણિત ઠરે છે.

પ્રમાણપત્ર ન લેવામાં કાંઈ ને કાંઈ દોષ હોવો જોઈએ. આપણે એવી દોષિત ખાદી કેમ લઈએ? દોષવાળી અને નિર્દોષ ખાદીમાં તફાવત છે એમાં શંકાને સ્થાન નથી.

એવો પ્રશ્ન ઉઠાવી શકાય કે પ્રમાણપત્રની શરતમાં જ કાંઈ દોષ હોઈ શકે. જો કાંઈ દોષ હોય તો તે બતાવવાની લોકોની ફરજ છે.

આળસને લીધે દોષ બતાવવાને બદલે પ્રમાણિત અને અપ્રમાણિત વચ્ચેનો તફાવત ઉડાવી દેવો એ કોઈ પણ પરિસ્થિતિમાં બરાબર નથી.

સંઘની પ્રમાણપત્ર આપવાની નીતિમાં વખતોવખત ફેરફાર થયા છે. ૧૯૩૫માં નિર્વાહ-વેતનનો સિદ્ધાંત ખાદીમાં દાખલ થયા પછી એવો અનુભવ થયો કે ખાનગી કે વ્યક્તિગત રીતે ખાદીનું કામ કરનારા એ સિદ્ધાંતનો બરાબર અમલ કરતા નથી. ખાદીની શુદ્ધિ માટે અને નફાખોરી ન ઘૂસી જાય તેને માટે જે સાવધાની રાખવી પડે છે તે તરફ પણ તેઓ ધ્યાન આપતા નથી. એથી સંઘે એવો નિર્ણય કર્યો છે કે પ્રમાણપત્રો મુખ્યત્વે લોકહિતનું કામ કરનારી સંસ્થાઓને અને ખાસ પરિસ્થિતિમાં સહકારી સંસ્થાઓને જ આપવાં.

વેચાણ અને ઉત્પાદન માટે જુદાં જુદાં પ્રમાણપત્ર પણ આપવામાં આવે છે. એમાં મુખ્ય વાત એ છે કે પ્રમાણપત્ર સંસ્થાઓને માટે છે, ખાદી કે ખાદીની વસ્તુઓ માટે નથી.

પ્રમાણપત્રનું કામકાજ ચરખા સંઘના મુખ્ય કાર્યાલયના કાબૂ હેઠળ ચાલે છે અને સંઘના મંત્રીની મંજૂરી લઈને શાખાના મંત્રીને પ્રમાણપત્ર આપવાનો અધિકાર છે. જ્યાં શાખા ન હોય ત્યાં મુખ્ય કાર્યાલયમાંથી પ્રમાણપત્ર મળી શકશે.

પ્રમાણપત્રો આપવાના નિયમોમાં નીચેની બાબતોનો ખાસ આગ્રહ રાખવામાં આવ્યો છે :

૧ વ્યવસ્થાપકમંડળના સભ્યો સંપૂર્ણ ખાદીધારી અને સહયોગી સભ્યો હોવા જોઈએ અને મિલના સૂતર સાથે તેમનો કોઈ જાતનો સંબંધ ન હોવો જોઈએ.

૨. કારીગરોને સંઘે ઠરાવેલા દરો કરતાં ઓછી મજૂરી ન અપાય.

૩. સંસ્થાએ ઉત્પાદન અને વેચાણ અંગે સંઘના નિયમો પાળવાના રહેશે તથા રજિસ્ટર રાખવાં જોઈશે. ખાદીની શુદ્ધિ માટે અને તેમાં નફાખોરી ન પૂસે એ માટે આ જરૂરી છે.

૪. વરસને અંતે સંસ્થાને જે નફો થાય તે સંઘમાં જમા કરાવવો જોઈએ અને સંઘે ઠરાવ્યા મુજબ તે કારીગરો અથવા ગ્રાહકોના હિતમાં વાપરવો જોઈએ. મૂડી વધારવા માટે તો નફાનો ઉપયોગ બિલકુલ ન થવો જોઈએ.

પ્રમાણપત્રની વિસ્તૃત નિયમાવલી તથા અરજીપત્ર સંઘે તૈયાર કર્યાં છે. તે સંઘના મુખ્ય કાર્યાલયમાંથી મળી શકે છે.

## ૨૪. વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા વધારવામાં મદદ

સંઘનો ઉદ્દેશ સફળ થાય તેને માટે વસ્ત્રસ્વાવલંબી સભ્યોની સંખ્યા ખૂબ વધે એ જરૂરી છે. તેથી સંઘની શાખાઓ અને વસ્ત્રસ્વાવલંબી સેવકો ઉપરાંત બીજી જે સંસ્થાઓ તથા વ્યક્તિઓ આ કામ કરવાની ઇચ્છા રાખતી હોય તેમને આ કામ માટે થોડી મદદ આપવાનું સંઘે સ્વીકાર્યું છે. આ મદદ ગ્રામસેવકોને પણ મળી શકશે.

વસ્ત્રસ્વાવલંબી બે પ્રકારના હોઈ શકે: એક મજૂરી માટે સૂતર કાંતનારા, અને બીજા મજૂરી માટે બિલકુલ ન કાંતનારા. જે મજૂરી માટે કાંતે છે તે દર મહિને ઓછામાં ઓછી સાડા સાત આંટી તો કાંતતો જ હશે. એને સંપૂર્ણ ખાદી પહેરવાની ટેવ પડે એવો પ્રયત્ન કરવો જોઈશે. બીજો, મજૂરી માટે જરા પણ ન કાંતનારો ઘણું કરીને ખાદીધારી હશે જ. તેને નિયમિત કાંતતો કરવાનો છે. એવો માણસ શ્રદ્ધાવાળો હશે. 'સમજીબૂજીને' એટલે કે રેંટિયો સત્ય અને અહિંસાનું પ્રતીક છે એમ સમજીને કાંતનાર હશે. એવા વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા જેટલી વધારે વધશે તેટલો રેંટિયાના સિદ્ધાંતોનો વધારે પ્રચાર થશે. તેથી સંઘ મજૂરી માટે બિલકુલ ન કાંતનારા વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા વધારવા માટે થોડી વધારે અને મજૂરી માટે કાંતનાર વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા વધારવામાં ઓછી આર્થિક મદદ આપવાની નીતિ રાખશે. વસ્ત્રસ્વાવલંબન માટે મદદ મેળવવા ઇચ્છતા હોય તેમણે પોતાના પત્રમાં સ્પષ્ટ લખવું જોઈએ કે તેઓ કયા પ્રકારના એટલે કે મજૂરીને માટે કાંતનારા

અથવા મજૂરી માટે ન કાંતનારા કેટલા નવા વસ્ત્રસ્વાવલંબી બનાવવાની ઉમેદ રાખે છે. કેમ કે જે કંઈ આર્થિક મદદ આપવાની છે તે માત્ર નવા વસ્ત્રસ્વાવલંબી બનાવવા માટે જ આપવામાં આવશે. વસ્ત્રસ્વાવલંબનનું સૂતર વણવાની વ્યવસ્થા ત્યાં જ કરવાનો પ્રયત્ન કરવો.

બજેટ સમિતિ કોઈ સંસ્થા કે વ્યક્તિને વસ્ત્રસ્વાવલંબીઓની સંખ્યા વધારવામાં મદદ આપવાનું મંજૂર કરે તે પછી તેણે દર મહિને પોતાના કામની વિસ્તૃત માહિતી સંઘના કાર્યાલયમાં મોકલવી જોઈએ. એવી માહિતી મોકલ્યા વિના મદદની રકમ મોકલવામાં નહીં આવે.

## ૨૫. ઇમદાદી* ખાદી વિદ્યાલય

જે ખાનગી સંસ્થાઓ સંઘની શિક્ષણ સમિતિએ નક્કી કરેલો અભ્યાસક્રમ પોતાને ત્યાં ચલાવે છે તેમને સંઘ તરફથી નીચે જણાવ્યા પ્રમાણે આર્થિક મદદ મળી શકશે :

માસિક ઇમદાદના રૂપમાં એવી મદદ આપવાનું સંઘને યોગ્ય લાગતું નથી કેમ કે એની પરીક્ષા આપીને પાસ થઈ જવા સુધીની જવાબદારી સંસ્થા કે વિદ્યાર્થી પર નથી રહેતી અને એથી શિક્ષણનો ક્રમ મન ફાવે તેમ ચાલે છે. એથી પાસ થઈને બહાર પડતા વિદ્યાર્થીની સંખ્યા પર એવી મદદ આપવાનું નક્કી કર્યું છે. જુદા જુદા અભ્યાસક્રમોને ધ્યાનમાં રાખીને પરીક્ષામાં પાસ થનાર દરેક વિદ્યાર્થી દીઠ આ મદદનું પ્રમાણ નીચે પ્રમાણે નક્કી કર્યું છે.

| પરીક્ષા | રૂપિયા |
|---|---|
| ૧. ખાદી પ્રવેશ | ૧૫૦ |
| ૨. વણાટ કાર્યકર્તા | ૧૦૦ |
| ૩. દૂબટા વણાટ | ૬૦ |
| ૪. કાંતણ કાર્યકર્તા | ૬૦ |

* ઇમદાદી એ મૂળ અરબી શબ્દ ઇમદાદ (એટલે મદદ) પરથી બનેલું વિશેષણ છે. એનો અર્થ છે, જેને મદદ મળતી હોય એવું. આપણી ભાષામાં અંગ્રેજી ગ્રાંટને બદલે ઇમદાદ નામ, અને જેને ગ્રાંટ મળતી હોય તેને માટે ઇમદાદી વિશેષણ ચાલુ કરવા જેવું છે.

ઉપર મુજબની મદદ જે વિદ્યાલય કે સંસ્થાને સંઘની શિક્ષણ સમિતિએ માન્ય કરી હોય તેને જ આપવામાં આવે છે.

## ૨૬. માન્યતા

ગામડાની સમગ્ર સેવાનું કામ કોઈ એક ગામડામાં અથવા આસપાસનાં થોડાં ગામડાંના જૂથમાં શરૂ થશે. એવાં થોડાં છૂટાં છૂટાં કેન્દ્રો બન્યા પછી એમની વચ્ચે પરસ્પર સહકાર થાય. એને માટે કંઈક મોટા પાયા પર સંગઠન કરવાની કદાચ જરૂર પડશે. એ સંગઠન ધીરે ધીરે વિશાળ થઈ શકે, પરંતુ એની મર્યાદા જિલ્લા કરતાં આગળ ન જવી જોઈએ. એ સંગઠન નવી યોજના પ્રમાણે કામ કરવા માટે સ્વતંત્ર ને સ્વાવલંબી થવા ઇચ્છે અને સંઘ તે સ્વીકારે તો તેને સ્વતંત્રપણે કામ કરવાની રજા આપશે અને જ્યાં સુધી ત્યાંનું કામ ચરખા સંઘની નીતિ અનુસાર ચાલશે ત્યાં સુધી તેને માન્યતા અને નૈતિક ટેકો આપશે.

જેને માન્યતા મળી હોય એવી સંસ્થા ગાંધીજીએ બતાવેલાં રચનાત્મક કાર્યો મારફત ગામડાંની જનતાના પરસ્પર સહકાર અને આર્થિક સ્વાવલંબનના પાયા પર સર્વાંગીણ ઉન્નતિ કરવાના ઉદ્દેશથી કામ કરશે. તે સંસ્થા લોકોપયોગી સાર્વજનિક સેવા સમિતિ બનીને રજિસ્ટર્ડ થઈ જવી જોઈએ. એ સમિતિના સભ્યોની સંખ્યા વધુમાં વધુ અગિયારની રહેશે અને એમાંના ઓછામાં ઓછા ત્રણ ગામડાંમાં જ બેસી જઈ તે પોતાનો બધો સમય અને શક્તિ પ્રત્યક્ષ ગ્રામસેવા કરવામાં ખર્ચશે. તેઓ વસ્ત્રસ્વાવલંબી, સંપૂર્ણ ખાદીધારી, અને અહિંસક સમાજ રચનામાં શ્રદ્ધા રાખનારા તો જોઈએ જ. એવી સંસ્થા પાસે એવી આશા રાખવામાં આવે છે કે તે પોતાના વિસ્તારમાં માન્ય થાય ત્યારે દર હજાર કુટુંબમાંથી ઓછામાં ઓછું એક સંપૂર્ણ ખાદીધારી હોય અને તેનો વડો વસ્ત્રસ્વાવલંબી હોય. જોઈતાં સાધનો ત્યાં જ મળી રહે અને બધું સૂતર ત્યાં જ વણાય. સંસ્થા પોતાના ક્ષેત્રની બહાર ખાદી મોકલી શકશે નહીં અને સ્વાવલંબનની દૃષ્ટિએ સંઘની પરવાનગી વિના બહારથી લાવી શકશે નહીં, એટલું નિયંત્રણ રહેશે.

મજૂર વર્ગમાં પ્રચાર કરીને, તેમને સમજાવીને, અને તેમની ઇચ્છા હોય તો જ તેમને વસ્ત્રસ્વાવલંબી બનાવવા જોઈએ, મજૂરીનો થોડો ભાગ કાપડના રૂપમાં આપીને નહીં. સંસ્થાના હિસાબકિતાબ નિયમિત હોવા જોઈએ અને જે કોઈ જોવા માગે તેને મળવા જોઈએ.

## ૨૭. ખાદી અને રાજસત્તા

ઈ. સ. ૧૯૩૮માં જ્યારે ઘણાખરા પ્રાંતોમાં કોંગ્રેસી સરકારો સ્થપાઈ ત્યારે તેમણે ખાદીકામને યથાશક્તિ મદદ કરી. અને સંઘે પણ તે મદદ સ્વીકારીને પોતાનું કામ આગળ વધાર્યું. હવે ૧૯૪૬માં ફરીથી કોંગ્રેસી પ્રધાનમંડળ સ્થપાયાં ત્યારે ખાદીકાર્યને આ સરકારનો લાભ કેવી રીતે મળે એ સવાલ ખાદીપ્રેમીઓ અને ચરખા સંઘ આગળ ઉપસ્થિત થયો. ખૂબ વિચાર કર્યા પછી સંઘે ૧૯૪૬ના આક્ટોબરમાં નીચેનો ઠરાવ પસાર કર્યો. એના પર કોઈ જાતની ટીકાટિપ્પણ આપવાની જરૂર નથી. એ ઠરાવ તદ્દન સ્પષ્ટ છે :

"૧. અખિલ ભારત ચરખા સંઘને પોતાના અનુભવ પરથી એવો વિશ્વાસ બેઠો છે કે, હિંદુસ્તાનમાં તથા દુનિયાના બીજા દેશોમાં, જેમ કે મલાયા વગેરેમાં હાલમાં કાપડની જેવી તંગી છે તેવી દશા ક્યાંય ન હોય એવી સ્થિતિ પેદા કરવાનું સાધન રેંટિયો અને હાથ-સાળ છે. એક હિંદુસ્તાન જ એવો દેશ છે જ્યાં જૂના જમાનાથી હાથકાંતણ અને હાથવણાટની ખાદી બનતી આવી છે અને આજે કાપડની મિલો આટલી બધી વધી ગઈ છે છતાં આખા હિંદમાં શુદ્ધ ખાદી પેદા થાય છે. ચરખા સંઘની વીસ વરસની કારકિર્દી દરમ્યાન લગભગ સાત કરોડ રૂપિયા દેશની ગરીબ કાંતનારીઓ અને વણકરોમાં વહેંચવામાં આવ્યા છે.

૨. જે સરકારો ગ્રામોદ્યોગની આર્થિક રચનાને મહત્ત્વ આપીને ખાદી કામ કરવા ઇચ્છતી હોય તેમણે નીચેની બાબતોની વ્યવસ્થા કરવી ખાસ આવશ્યક છે :

(ક) એક પંચવર્ષીય યોજના ઘડીને આખા રાજ્યની બધી પ્રાથમિક તથા માધ્યમિક સુધીની શાળાઓમાં તથા અધ્યાપન મંદિરો (નૉર્મલ સ્કૂલો)માં કાંતણ શીખવવામાં આવે અને તેને એક મહત્ત્વની પ્રવૃત્તિ ગણીને ચલાવવામાં આવે અને દરેક શાળાની

સાથે હાથે કાંતેલ સૂતર વણવા માટે ઓછામાં ઓછી એક સાળ તો ચાલવી જ જોઈએ. શાળાઓમાં પાયાની કેળવણી બને એટલી વહેલી અને મોટા પાયા પર શરૂ કરવી જોઈએ.

(ખ) બહુવિધ (મલ્ટી-પરપઝ) સહકારી સમિતિઓ સ્થાપીને તેમની મારફત ગ્રામસુધારણાના અંગરૂપ ખાદીનું કામ કરવું જોઈએ.

(ગ) જ્યાં હાલ કપાસની ખેતી ન થતી હોય ત્યાં કપાસ પેદા કરવાની વ્યવસ્થા થવી જોઈએ. તથા કાંતનારાઓને રૂ, કપાસ તથા સાધનસરંજામ સહેલાઈથી મળી શકે એવી વ્યવસ્થા થવી જોઈએ.

(ઘ) ખાદી વિશારદો તૈયાર કરવા જોઈએ. ખાદીના વિષયમાં સંશોધનનું કામ કરાવવું જોઈએ.

(ચ) ગ્રામોન્નતિના કામમાં કોઈ ને કોઈ રીતે કાંતણનો સંબંધ આવશે જ, એટલે સરકારનું સહકારી (કો-ઓપરેટિવ) ખાતું, કેળવણી ખાતું, ખેતી ખાતું તથા જિલ્લા બોર્ડ, લોકલ બોર્ડ, ગ્રામ-પંચાયત વગેરેના બધા કાર્યકર્તાઓએ ખાદીપ્રવેશની પરીક્ષા પસાર કરી લેવી જોઈએ. અને એ પરીક્ષા પસાર કર્યા વિના એ ખાતાંમાં કોઈને નવેસરથી નોકરીમાં ન લેવા જોઈએ.

(છ) હાલ મિલના સૂતરને હાથસાળ પર વણીને બનાવેલા કાપડની કિંમત પર અંકુશ નથી, તે હોવો જોઈએ.

(જ) અપ્રમાણિત ખાદીનો વેપાર ખાદીને નામે ન કરવા દેવો જોઈએ.

(ઝ) સરકારના સૂતર (ટૅક્સ્ટાઈલ) ખાતામાં તથા વણાટશાળા-ઓમાં એકલું હાથનું સૂતર જ વપરાવું જોઈએ. જેલોમાં હાથકાંતણ અને હાથવણાટ ચલાવવાં જોઈએ.

૩. પ્રાન્તીય સરકારો અને રજવાડાંને વિનંતી કરવામાં આવે છે કે, બીજી બાબતોની સાથે સાથે ઉપરની વસ્તુઓનો પણ અમલ કરીને ખાદીને વ્યાપક બનાવવાનો પ્રયત્ન કરે. આ કામને પાર પાડવા માટે ચરખા સંઘ અને તેની શાખાઓ પૂરેપૂરી મદદ કરવા તૈયાર છે.

૪. ચરખા સંઘ સાથે મસલત કરીને સરકાર અને મિલો એવી વ્યવસ્થા કરે કે જે પ્રદેશમાં હાથકાંતણ અને હાથવણાટથી કાપડની જરૂરિયાત પૂરી પડી શકે ત્યાં મિલનું કાપડ અને સૂતર મોકલવામાં ન આવે. વળી, નવી મિલો ઊભી કરવામાં ન આવે તથા જૂની મિલોમાં કાંતવા

અને વણવાનાં નવા સંચાઓ મંગાવવામાં ન આવે. મિલોનો વહીવટ સરકાર અને ચરખા સંઘની સલાહ પ્રમાણે ચલાવવામાં આવે. દેશમાં કોઈ પણ જાતનું પરદેશી સૂતર તથા કાપડ બિલકુલ આવવા ન પામે.

આ અંગે સરકાર જરૂરી કાયદા બનાવે અને તેનો અમલ કરે.

મિલમાલિકોને આ કરોડો લોકોના કામમાં મદદ કરવા અને પ્રજાને સાથ આપવા વિનંતી છે."

## ૨૮. સરકારી શાળાઓ

ચરખા સંઘનો ચોક્કસ અભિપ્રાય છે કે ખાદીની કોઈ પણ વ્યાપક યોજના બનાવવી હોય તો તેની શરૂઆત પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં હાથકાંતણથી કરવી જોઈએ. શિક્ષણની સાચી પદ્ધતિ એ જ ગણાય જેમાં કોઈ પાયાના ઉદ્યોગ મારફત શિક્ષણ આપવામાં આવે. એ માટે અનુકૂળ વાતાવરણ પેદા કરવાની સીધી-સાદી રીત શાળાઓમાં મોટા પાયા પર હાથઉદ્યોગ શરૂ કરવો એ છે. મોટા ભાગની શાળામાં હાથઉદ્યોગ તરીકે કાંતણ જ ચાલી શકે. હિંદુસ્તાનની સામે કાપડનો જે વિકટ સવાલ ઊભો થયો છે તેનો અમુક હદ સુધી નિકાલ કરવાની દૃષ્ટિથી પણ શાળાઓમાં કાંતણનું વધારે મહત્ત્વ છે. અમે પણ કાપડની તંગીની આફત દૂર કરવામાં અમારી ફરજ અદા કરીએ છીએ એવું ભાન છોકરા છોકરીઓમાં પેદા થશે તો આપણા રાષ્ટ્રના ઉત્થાનમાં એ એક મહત્ત્વની વસ્તુ બનશે.

આજની નિશાળોમાં કામના માત્ર ૨૦૦ દિવસ હોય છે એમ માનીએ તોપણ રોજનો એક કલાક સમગ્ર કાંતણ માટે રાખવામાં આવે તો એક કલાકની એક લટ (૧૬૦ તાર = ૬૪૦ ફૂટ)ને હિસાબે વિદ્યાર્થી દીઠ ૫૦ આંટી સૂતર તૈયાર થઈ શકે. એમાંથી ૧૨$\frac{1}{2}$ ચોરસ વાર કપડું સહેલાઈથી થઈ શકે.

સામાન્ય રીતે વસ્તીના ૧૫ ટકા છોકરાછોકરીઓ શાળાઓમાં જવા લાયક હોય છે. આપણા દેશની વસ્તી ત્રીસ કરોડથી ઓછી

નથી. એ પરથી શાળાઓમાં કેવળ ઉદ્યોગ દાખલ કરવાથી જ કેટલું કપડું પેદા થઈ શકે તેનો હિસાબ માંડી શકાય.

સરકાર, પ્રજા, જિલ્લા બોર્ડ, મ્યુનિસિપાલિટી અથવા કોઈ બીજી સંસ્થાની ઇચ્છા હશે તો ચરખા સંઘ પોતાનાં વિદ્યાલયોમાં શાળાના શિક્ષકોને કાંતણવણાટની તાલીમ આપીને તૈયાર કરી આપશે. એવા શિક્ષકો માટે જુદા જુદા અભ્યાસક્રમો પણ તૈયાર કર્યા છે. એ વિદ્યાલયોમાં હાલમાં માસિક ૧૦ થી ૧૫ રૂપિયા શિક્ષણ-ફી લેવામાં આવે છે. વિદ્યાર્થી નિર્વ્યસની અને ખાદીધારી હોવો જોઈએ. અમારાં વિદ્યાલયોમાં નોકર રાખવાની પ્રથા નથી. રસોઈ કરવાનું, દળવાનું, તથા સામાન્ય સફાઈથી માંડીને પાયખાના સફાઈ સુધીનું બધું કામ વિદ્યાર્થીઓએ જાતે જ કરવાનું રહેશે.

વિદ્યાલયોના જુદા જુદા અભ્યાસક્રમ, સંપૂર્ણ નિયમાવલી તથા અરજીપત્ર મુખ્ય કાર્યાલયને લખવાથી મળી શકશે.

શાળાઓમાં કાંતણ દાખલ કરવાથી જે સૂતર પેદા થશે તે ચરખા સંઘ ખરીદશે નહીં. ચરખા સંઘ ઇચ્છે છે કે એ સૂતર વણવાની વ્યવસ્થા દરેક શાળામાં જ થવી જોઈએ. એમ કરવાથી કાંતણની ક્રિયા અને સૂતરના ગુણદોષોની શિક્ષકો તથા વિદ્યાર્થીઓને ખબર પડશે. એટલે ચરખા સંઘની સૂચના છે કે, દરેક શાળામાં ઓછામાં ઓછી એક સાળ તો ચાલવી જ જોઈએ.

કાંતણ ઉદ્યોગ દાખલ કરવામાં સાધનોની જરૂર પડશે. તે ચરખા સંઘનાં પોતાનાં તથા તેની સાથે સંબંધ ધરાવનારાં સરંજામ કાર્યાલયોમાંથી વેચાતાં મળી શકે એવો પ્રયત્ન કરશે. પરંતુ જો બધી શાળામાં રેંટિયો દાખલ કરવો હોય તો સરકારે જ પોતાનું સરંજામ કાર્યાલય ચલાવવું જોઈએ. એમાં નિષ્ણાત તરીકે સંઘ પોતાના અનુભવની મદદ આપશે. તથા જરૂર પડ્યે તેમના કાર્ય-કર્તાઓને યોગ્ય તાલીમ આપવાની વ્યવસ્થા કરશે.

## ૨૯. જેલમાં કાંતણ

ચરખા સંઘને વિશ્વાસ છે કે, જેલોમાં જો રેંટિયો દાખલ કરવામાં આવે તો તેની મારફતે આર્થિક અને નૈતિક એમ બેવડો લાભ થશે. બીજા ઉદ્યોગોની માફક જેલમાં મજૂરી તરીકે કાંતણનું કામ આપવાથી બીજા ધંધાની સરખામણીમાં વધારે આર્થિક લાભ નહીં જણાય. પરંતુ 'હળવા કામ' તરીકે કાંતવાનું કામ આપી શકાય. પરંતુ જેલોમાં કાંતણ દાખલ કરીને ખાસ લાભ મેળવવો હોય તો બેરેકમાં પણ કેદી પોતાની ઇચ્છા મુજબ કાંતી શકે એવી વ્યવસ્થા કરવી જોઈએ. જેલોમાં સાંજના બેરેકમાં પુરાયા પછી સૂવાનો વખત થાય ત્યાં સુધીના ત્રણ ચાર કલાક તથા સવારે પણ કેટલોક વખત કેદીઓને નવરા બેસી રહેવું પડે છે. 'નવરું મન એ ભૂતનું કારખાનું' એ કહેવત પ્રમાણે કેદીઓનો એ વખત અંદર અંદર ગાળાગાળી, ઝઘડા અને એવી જ જાતના બીજા નકામા કામમાં જાય છે અને એમનું ચારિત્ર્ય સુધરવાને બદલે ઊલટું બગડતું જાય છે. જેલ સુધારવી હોય તો કેદીઓ માટે સ્વાધ્યાયની અને ઐચ્છિક શાંત પરિશ્રમની વ્યવસ્થા જેલમાં થવી જોઈએ. સૂતર કાંતવું એ શાંત પરિશ્રમનો સારો નમૂનો છે.

આવી વ્યવસ્થા કરવાથી ખૂબ સહેલાઈથી કેદીઓ માટે જોઈતું બધું કપડું જેલોમાં તૈયાર થઈ શકશે. જેલના જ બગીચામાં કપાસ રોપવામાં આવે અને જેલમાં જ તે કાંતીને વણવામાં આવે તો કપડાંની બાબતમાં જેલ પૂરેપૂરી સ્વાવલંબી બની શકે. એને માટે કેદી જેલમાં આવે કે તેને તરત પંદર દિવસ સુધી કાંતતાં શીખવવું જોઈએ, લોકઅપમાં તેને કાંતણની સાધનસામગ્રી ને સગવડ આપવી અને એવી રીતે કાંતવા માટે તેને પ્રેરણા, ઉત્તેજન અને આર્થિક અથવા માફીના રૂપમાં પ્રલોભન આપવાં જોઈએ. કદાચ જેલમાં સ્ત્રીઓ તથા વૃદ્ધોને મજૂરીના વખતમાં પણ કાંતવાનું જ કામ આપવું યોગ્ય ગણાય.

# અખિલ ભારત ચરખા સંઘનાં પ્રકાશન

| | | | |
|---|---|---|---|
| १. | चरखा संघका नवसंस्करण | | १–८–० |
| २. | घरेलू कताअीकी आम बातें | (कृष्णदास गांधी) | १–४–० |
| ३. | ,, ,, आम गिनतियाँ | ( ,, ) | ०–१२–० |
| ४. | कताअी गणित भा. १ | ( ,, ) | १–०–० |
| ५. | ,, ,, भाग २ | ( ,, ) | ०–१२–० |
| ६ | ,, ,, भाग ४ | ( ,, ) | ०–८–० |
| ७ | दुबटा | ( ,, ) | ०–२–० |
| ८. | सुलभ पूनी | (केशव देवधर) | ०–३–० |
| ९. | सरंजाम परिचय | ( ,, ) | १–८–० |
| १०. | किसान चरखा | (प्रभाकर दिवाण) | १–०–० |
| ११ | अहिंसक स्वराज्य साधना | (कनु गांधी) | ०–४–० |
| १२ | धनुष चरखा | (केशव देवधर) | ०–१२–० |
| १३ | बुनाअी | (दत्तोबा दास्ताने) | ५–०–० |
| १४. | वणाट शास्त्र | (मगनलाल गांधी) | ०–१०–० |
| १५ | Charkha Shastra Part I | ( ,, ) | ०–४–० |
| १६. | Elements of Village Administration & Law | (R. K. P.) | १–०–० |
| १७. | मगन चरखा | | ०–५–० |
| १८. | नअी बुनाअी | | १–८–० |
| १९. | अ. भा. चरखा संघ मार्गसूचिका भाग १ | | १–८–० |
| २०. | जमानेकी माँग | | ०–१०–० |
| २१. | ग्रामस्वावलंबनकी ओर | | ०–४–० |
| २२. | मलमूत्र सफाअी | (वल्लभ स्वामी) | ०–८–० |

“આજ સુધી આપણે ખાદીનું કામ શ્રદ્ધાથી કર્યું છે હવે શ્રદ્ધા ઉપરાંત તે વિચારપૂર્વક કરવાનો સમય આવ્યો છે. . . . સંસારમાં ત્રણ પ્રકારના મનુષ્યો હોય છે: ૧ ખેડૂત, ૨. બીજા ધંધા કરનારા, અને ૩. કાંઈ કામધંધો ન કરનારા, જેમ કે બુઢ્ઢાં, બાળકો, બેકાર વગેરે. અર્થશાસ્ત્રનો — સાચા અર્થશાસ્ત્રનો — નિયમ છે કે એ ત્રણ વર્ગોમાં જે પ્રમાણિક હોય તે સૌને પેટપૂરતું અન્ન, વસ્ત્ર અને છાપરાની જરૂરી સગવડ મળવી જોઈએ. . . . ઘણા લોકો ખાદીનો પ્રચાર થવો જોઈએ એટલો થતો નથી એનો અફસોસ કરે છે. એમાં દુઃખનું કારણ નથી. ખાદી કાંઈ બીડીનું બંડલ કે લિપ્ટનની ચા નથી. ખાદી એક વિચાર છે. . . . આખી દુનિયામાં ચાલતા પ્રવાહની સામી દિશાએ જવું એ આજે ખાદીનો અર્થ છે. . . . એવી ખાદીનો જન્મ એકાએક કેમ થાય? તે ધીરે ધીરે આગળ વધશે અને જેટલું આગળ વધશે તેટલું પાકે પાયે વધશે. ખાદી આજના વિચારોની વિરુદ્ધ હોવાથી ખાદી પહેરનારા ગાંડા ગણાશે! આવો, આ ગાંડાઓમાં તમે વિચારપૂર્વક સામેલ થઈ જાઓ. . . . લોકો કહે છે: ‘આ વીસમી સદીમાં તમે ગાંધીવાળા યંત્રનો વિરોધ કરો છો.’ તમે એ કેવી રીતે સમજી ગયા? . . . તમે એકદમ સમજી જાઓ એવી એ સહેલી વાત નથી. . . . તમે યંત્રો શોધ્યાં છે ને? અમે પણ તેને માનીએ છીએ. . . . તમારી યંત્રવિદ્યા ખેડૂતોના ધંધા સિવાય બીજા ધંધામાં અજમાવો અને તે બધી વસ્તુઓ સસ્તી થવા દો. . . . તમે લોકોએ વીજળી પેદા કરી; અને તે ગામડાંઓને મળવી જોઈએ એમ તમે કહો છો. તો એક મહિનાના બે પૈસાને ભાવે આપોને!”

વિનોબા